॥ શ્રીસ્વામિનારાયણો વિજયતે ॥

**પ્રમુખસ્વામી મહારાજ દ્વારા પ્રેરિત**

**સત્સંગ શિક્ષણ શ્રેણીનું પાઠ્યપુસ્તક: 1**

# કિશોર સત્સંગ પ્રારંભ


લેખક

કિશોર મ. દવે



પ્રકાશક

સ્વામિનારાયણ અક્ષરપીઠ

શાહીબાગ રોડ, અમદાવાદ - 380 004.

**KISHORE SATSANG PRARAMBH** (Gujarati Edition)
(Introduction to Swaminarayan Satsang beliefs, traditions and history)
By Kishor M. Dave
A textbook for examination prescribed under the curriculum set by B.A.P.S. Swaminarayan Sanstha.
**Inspired by:** HH Pramukh Swami Maharaj
**Presented by:**
B.A.P.S. SWAMINARAYAN SANSTHA
Shahibaug, Amdavad - 380 004. India.
**Publishers:**
SWAMINARAYAN AKSHARPITH
Shahibaug, Amdavad - 380 004. India.
**22nd Edition:**
March 2024. Copies: 3,000 (Total copies: 1,77,000)

**ISBN:** 978-81-7526-650-6
**રજૂકર્તા:** બી.એ.પી.એસ. સ્વામિનારાયણ સંસ્થા
શાહીબાગ, અમદાવાદ - 380 004.
**પ્રેરણામૂર્તિ:** બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજ

**બાવીસમી આવૃત્તિ:** માર્ચ 2024
**પ્રત:** 3,000 (કુલ પ્રત: 1,77,000)
**કિંમત:** રૂા. **25-00**
**મુદ્રક અને પ્રકાશક:**
સ્વામિનારાયણ અક્ષરપીઠ
શાહીબાગ, અમદાવાદ - 380 004




અમે સૌ સ્વામીના બાળક, મરીશું સ્વામીને માટે,
અમે સૌ શ્રીજીતણા યુવક, લડીશું શ્રીજીને માટે.

નથી ડરતા નથી કરતા, અમારા જાનની પરવા,
અમારે ડર નથી કોઈનો, અમે જન્મ્યા છીએ મરવા.

અમે આ યજ્ઞ આરંભ્યો, બલિદાનો અમે દઈશું,
અમારા અક્ષરપુરુષોત્તમ, ગુણાતીત ગાનને ગાઈશું.

અમે સૌ શ્રીજીતણા પુત્રો, અક્ષરે વાસ અમારો છે,
સ્વધર્મી ભસ્મ ચોળી તો, અમારે ક્ષોભ શાનો છે.

જુઓ સૌ મોતીના સ્વામી, ન રાખી કાંઈ તે ખામી,
પ્રગટ પુરુષોત્તમ પામી, મળ્યા ગુણાતીત સ્વામી.

# કૃપાકથન

બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રી યોગીજી મહારાજે સ્થાપેલી અને પોષેલી યુવકપ્રવૃત્તિ ઘણા વેગથી વિસ્તાર પામતી જાય છે. આ યુવકપ્રવૃત્તિમાં જોડાતા યુવકોની આકાંક્ષાઓ અને જ્ઞાનપિપાસાને સંતોષવા અને તેમને ભગવાન સ્વામિનારાયણે સ્થાપેલ અક્ષરપુરુષોત્તમના સિદ્ધાંત અભિમુખ કરવા બી.એ.પી.એસ. એટલે કે બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થાએ અભ્યાસક્રમ નિયત કરેલ છે તેની ક્રમબદ્ધ પુસ્તિકાઓના પ્રકાશનની યોજના સ્વામિનારાયણ અક્ષરપીઠે ઘડી છે.

આ પુસ્તિકાઓ દ્વારા પાઠશાળા ધોરણે સત્સંગનાં બાળકો તથા યુવકોને વ્યવસ્થિત એકધારું અને શુદ્ધ જ્ઞાન સરળ ભાષામાં આપવાનું વિચાર્યું છે. ભગવાન સ્વામિનારાયણે સ્થાપેલ આદર્શોના પાલન અને પ્રચાર માટે બ્રહ્મસ્વરૂપ શાસ્ત્રીજી મહારાજે સ્થાપેલ આ સંસ્થા, આ પ્રવૃત્તિ દ્વારા એ આદર્શોનો, સંપ્રદાયની એ ભવ્ય પ્રણાલીનો અને તે દ્વારા મહાન હિંદુ ધર્મની સંસ્કૃતિનો પ્રચાર કરશે.

સ્વામિનારાયણ ભગવાનનો એ દિવ્ય સંદેશ જગતને ખૂણે ખૂણે પહોંચાડવાની આ પ્રવૃત્તિની નેમ છે. જુદી જુદી ભાષાઓમાં આ પુસ્તિકાઓનું પ્રકાશન થાય તે માટે યોજના ઘડી છે. આશા છે કે સંપ્રદાયના અને સંપ્રદાયેતર સૌ ધર્મપ્રેમી મુમુક્ષુઓ આ પ્રવૃત્તિને આવકારશે અને તેમાં તન, મન અને ધનથી સંપૂર્ણ સહયોગ આપશે.
બાળકો તથા યુવકોને પ્રોત્સાહિત કરવા આ પુસ્તિકાઓને આધારે પરીક્ષાઓ લઈ તેમને પ્રમાણપત્રો આપવામાં આવશે. આ પુસ્તિકા તૈયાર કરવામાં ઈશ્વરચરણ સ્વામી, રમેશભાઈ દવે તથા કિશોરભાઈ દવે તથા જેમણે સહકાર આપ્યો છે તે સૌને રૂડા આશીર્વાદ છે.

વસંતપંચમી **શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી(પ્રમુખસ્વામી મહારાજ)ના**
સંવત 2028 ઘણા જ હેતપૂર્વક
અટલાદરા જય શ્રી સ્વામિનારાયણ.

# અનુક્રમણિકા

# < ભગવાનની ભેટ >

**Chapter Name: - [**Chapter Name - **ભગવાનની ભેટ]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

ભગવાનની ભેટ, ભગવાનની અદ્ભુત કૃપા અને અનમોલ ભેટો, ભગવાનની અમૂલ્ય ભેટ: હવા-પાણી-ખોરાક-કપડાં, ભગવાનની મનુષ્યને ભેટ: શરીરના સુંદર અવયવો, ભગવાનના મનુષ્ય પર અનંત ઉપકાર, દરરોજ મંદિરે જવું, ભગવાનના દર્શન કરવા, સંતોના દર્શન કરવા, ભગવાનની સેવા કરવી, ભગવાનને રાજી કરવા, સંતોની સેવા કરવી, નાનપણથી જ ભગવાનની ભક્તિ કરવી, ભક્ત ધ્રુવની ભગવાનની ભક્તિ, ભક્ત પ્રહ્લાદની નાની ઉંમરે ભગવાનની ભક્તિ, ભગવાનના ભજનની ટેવ પાડવી, ભગવાનની ભક્તિમાં પ્રવૃત્ત થવું, આજની પેઢી માટે ભક્તિનું મહત્વ, ભગવાનના ઉપકારો અને માનવજીવન, સંતોના દર્શન અને સેવા કરવાનું ફળ, ભક્તિ અને સંસ્કારનો બાળપણથી પ્રભાવ, ભગવાનની અનમોલ દયાળુતા અને આશીર્વાદ, સંતો અને સાધુઓની સેવા દ્વારા પરમ આનંદ, ભગવાનનું સ્મરણ અને નિયમિત ઉપાસના, પ્રભુના ઉપકારો અને માનવજીવનનું મહત્વ, આધ્યાત્મિકતા અને જીવનની સાચી દિશા, ભગવાનની કૃપા અને સુખમય જીવન.

**]**

**Chapter Content:-[**

કોઈ પણ માણસ પાંચ મિનિટ નાક બંધ કરીને બેસી રહે તો શું થાય? ગભરામણ. કારણ કે હવા ન મળે તો આપણે ગભરાઈ જઈએ. હવા વગર આપણને એક મિનિટ પણ ન ચાલે. એ હવાની કિંમત શી? કાંઈ જ નહીં, મફત. આપણને ભગવાને એ તદ્દન મફત આપી છે.

એવી જ રીતે આપણને પાણી વગર પણ ન ચાલે. તો તે પણ ભગવાને આપણને મફત આપ્યું છે. નદી, તળાવ, કૂવા બધે જ પાણી મળે.

ભગવાન વરસાદ વરસાવે તેથી પાણી મળે, અનાજ પાકે, કપડાં મળે.

આમ, ભગવાન આપણને હવા, પાણી, ખોરાક, કપડાં - બધું આપે છે. આ ઉપરાંત, સૂર્ય, ચંદ્ર, ફળ, ફૂલ, વનસ્પતિ - એવું ઘણું બધું ભગવાને આપણને આપ્યું છે. તેથી આપણે સુખી છીએ.

હવે આપણે આપણા શરીર સામું જોઈએ. આપણને ભગવાને આંખ, નાક, કાન, હાથ, પગ વગેરે કેવાં સુંદર આપ્યાં છે. આપણે કેટલાક લૂલા, લંગડા, આંધળા, બહેરા માણસો જોઈએ છીએ, તેમનું દુ:ખ જોઈએ છીએ ત્યારે આપણને એમ થાય છે કે ભગવાને આપણને કેવા સુખી રાખ્યા છે?

ભગવાને આમ આપણા ઉપર ઘણા ઉપકારો કર્યા છે તો આપણે પણ એના બદલામાં તેમને યાદ કરવા જોઈએ. તેમની સેવા કરવી જોઈએ. આપણે ભગવાનને રાજી કેવી રીતે કરી શકીએ?

મંદિરે જવું.

ભગવાનનાં દર્શન કરવાં.

સંતોનાં દર્શન કરવાં.

સંતોની સેવા કરવી, તો ભગવાન રાજી થાય. કેટલાક એમ કહે છે કે 'નાનપણમાં કાંઈ ભગવાન ન ભજાય. એ કામ તો ઘરડાંનું;' પણ એ વાત સાચી નથી. ભક્ત ધ્રુવે નાનપણમાં જ ભગવાનની ભક્તિ કરી. ભક્ત પ્રહ્લાદે પણ નાની ઉંમરે ભગવાન ભજ્યા. મીરાંબાઈ પણ નાનાં હતાં ત્યારથી જ ભગવાનનું ભજન કરતાં હતાં. નાની ઉંમરમાં જે ટેવ પાડીએ તે ટેવ કાયમ રહે છે. નાનપણમાં ભગવાન ન ભજીએ તો ઘરડાં થઈએ ત્યારે પણ ભગવાન ન ભજાય. માટે આપણે આજથી જ ભજનની ટેવ પાડીએ.

]

**FAQ: - [**

1. **ભગવાને આપણને કઈ કઈ અમૂલ્ય વસ્તુઓ મફતમાં આપી છે?**
   ભગવાને આપણને હવા, પાણી, ખોરાક, કપડાં, સૂર્યપ્રકાશ, ચંદ્રપ્રકાશ, ફળ-ફૂલ, વનસ્પતિ અને કુદરતી સંસાધનો જેવી અમૂલ્ય ભેટો તદ્દન મફતમાં આપી છે, જેનાથી માનવજીવન સુખમય અને સુવિધાજનક બને છે.

2. **ભગવાને આપણને આપેલા શરીરના અવયવોનું શું મહત્વ છે?**
   ભગવાને આપણને આંખ, નાક, કાન, હાથ, પગ અને અન્ય અવયવો ખૂબ જ સુંદર અને કાર્યક્ષમ આપ્યા છે, જે આપણું જીવન સુખમય બનાવે છે. કેટલાક લોકોને આવા અવયવોમાં અસમર્થતા હોય છે, જેનાથી જીવન મુશ્કેલ બની શકે છે. તેથી, આપણે આ દિવ્ય ભેટ માટે કૃતજ્ઞ રહેવું જોઈએ અને તેનું સાચું મૂલ્ય સમજી, સત્કર્મમાં તેનો ઉપયોગ કરવો જોઈએ.

3. **આપણે ભગવાનને રાજી કેવી રીતે કરી શકીએ?**
   આપણે ભગવાનને રાજી કરવા માટે, તેમની સેવા કરવી જોઈએ. ભક્તિભાવથી ભગવાનના દર્શન કરવાં, મંદિરમાં જવું, સંતોની સેવા અને તેમના દર્શન કરવાં, અને સદ્ગુણો અપનાવાં એ માર્ગો છે, જેમથી આપણે ભગવાનને રાજી કરી શકીએ. ભગવાનના ઉપકારોનો સ્વીકાર કરીને, નમ્રતાપૂર્વક તેમને યાદ કરવું એ શ્રેષ્ઠ પદ્ધતિ છે.

4. **નાનપણમાં ભગવાનની ભક્તિ શરુ કરવી કેમ મહત્વપૂર્ણ છે?**
   નાનપણમાં ભગવાનની ભક્તિ કરવી મહત્વપૂર્ણ છે કારણ કે બાળપણમાં પાડી આવેલી ટેવ કાયમ રહે છે. ભક્ત ધ્રુવ, પ્રહ્લાદ અને મીરાંબાઈ પણ નાની ઉંમરે ભગવાન ભજતાં હતાં. તેથી, નાનપણથી જ ભગવાનના ભજનની પદ્ધતિ અપનાવવી જોઈએ, જેથી જીવનમાં સાચી દિશા અને આધ્યાત્મિક સુખ મળી શકે.

]

# <ધૂન>

**Chapter Name: - [**Chapter Name - ધૂન**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

ભગવાનની ધૂન કરવી, વાલ્મીકિ ઋષિ રચિત રામાયણ, વાલ્મીકિ ઋષિના જીવનમાં ‘રામ’ નામનું મહત્વ, રામાયણમાં વાલ્મીકિ ઋષિનો જીવનપ્રસંગ, ભગવાનના નામનો પ્રતાપ, નારદજી ધ્વારા અજામિલનો ઉદ્ધાર, અજામિલ ના દીકરા નું નામ ‘નારાયણ’, જોબન પગી મોટો લૂંટારો હતો, શ્રીજીમહારાજે (ભગવાન સ્વામિનારાયણ) જોબન પગીને સત્સંગી બનાવ્યો, જીવનમાં ભગવાનના નામની શક્તિ, ભગવાનના ભજનની ટેવ પાડવી, ભગવાનનું ધૂન - ભજન કરવું, ભજન કરવા પલાંઠી વાળીને બેસવું, આંખ બંધ કરી ભગવાનને તથા ગુરુને યાદ કરવા, ભગવાન અને ગુરુને સંભારીને ભજન કરવું, ભગવાન અને ગુરુનું સ્મરણ કરવું, ધૂન અને ભજન કરવાથી આત્મિક શાંતિ પ્રાપ્ત કરવી, ધૂન કરતાં બીજા વિચારો ન કરવા, જ્ઞાન અને ભક્તિથી જીવનમાં પરિવર્તન લાવવું, ભગવાન અને ગુરુના નામનો જીવન પર પ્રભાવ, બ્રહ્મ અને પરબ્રહ્મની ઊંડી સમજ, ભગવાન અને ગુરુના નામની પવિત્રતા, ભક્તિ અને શ્રદ્ધા સાથે જીવન જીવવાની રીત, દિવ્ય ભજન અને સત્સંગથી જીવનમાં શાંતિ, સત્સંગ અને ભગવાનના ભજનથી દુઃખોથી મુક્તિ મેળવવી, સ્વામી અને નારાયણ, અક્ષર અને પુરુષોત્તમ, આત્મા અને પરમાત્મા, બ્રહ્મ અને પરબ્રહ્મ, સ્વામી એટલે ગુણાતીતાનંદ સ્વામી, નારાયણ એટલે સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), અક્ષર એટલે ગુણાતીતાનંદ સ્વામી, પુરુષોત્તમ એટલે સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), આત્મા એટલે ગુણાતીતાનંદ સ્વામી, પરમાત્મા એટલે સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), બ્રહ્મ એટલે ગુણાતીતાનંદ સ્વામી, પરબ્રહ્મ એટલે સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), ભગવાનનું અને તેમના ઉત્તમ ભક્તનું ભજન કરવું, ભગવાન એટલે સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), ભક્ત એટલે ગુણાતીતાનંદ સ્વામી, સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી એટલે યોગીજી મહારાજ, સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી એટલે શાસ્ત્રીજી મહારાજ, પ્રાગજી ભક્ત એટલે ભગતજી મહારાજ, સ્વામી નારાયણસ્વરૂપદાસજી એટલે પ્રમુખસ્વામી મહારાજ, સ્વામી કેશવજીવનદાસજી એટલે મહંતસ્વામી મહારાજ, અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામી, બી. એ. પી. એસ. સંસ્થાના પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંતસ્વામી મહારાજ, સહજાનંદ સ્વામી એટલે ભગવાન સ્વામિનારાયણ, મહાન સંતો અને ગુરુઓના અધ્યાત્મિક માર્ગદર્શન દ્વારા જીવનનું શ્રેષ્ઠ બનાવવું.

]

Chapter Content:-[

રામાયણ લખનાર વાલ્મીકિ ઋષિનું નામ તો તમે સાંભળ્યું હશે. એ પહેલાં લૂંટારા હતા. માણસોને મારે ને તેમનું ધન લૂંટી લે. ખૂબ જ પાપ કરે. એવા પાપી પણ 'રામ' નામથી સુધરી ગયા ને મોટા ઋષિ થયા.

અજામિલ પણ ઘણો પાપી હતો. તેને ચાર દીકરા હતા. એક વખત નારદજી તેના ઘરે આવ્યા. નારદજીએ તેને કહ્યું કે 'તું ભગવાનનું નામ લે.' પણ અજામિલે ના પાડી. પછી નારદજીએ તેના નાના છોકરાનું નામ 'નારાયણ' પાડ્યું. આથી, જ્યારે તે છોકરાને બોલાવે, ત્યારે 'નારાયણ' ભગવાનનું નામ લેવું પડે. તે બહુ પાપી હતો, તેથી મૃત્યુ વખતે તેને યમદૂતો તેડવા આવ્યા. અજામિલ તો ડરી ગયો, પણ એક જ વખત એના છોકરાનું નામ 'નારાયણ' બોલ્યો. યમદૂતો તરત જ ચાલ્યા ગયા અને અજામિલ બચી ગયો. ભગવાનના નામનો કેટલો બધો પ્રતાપ છે!

શ્રીજીમહારાજના વખતમાં જોબન પગી નામનો લૂંટારો હતો. તે લોકોને ધમકાવે ને મારે. કોઈ વખત મારી પણ નાખે. તેની સામે કોઈ ન થઈ શકે. રાજાના સિપાઈ પણ તેનાથી ડરે. એટલે તેને પકડે જ કોણ? લોકોનું ધન, માલ, ખેતર બધું જ લૂંટી લે. એને પણ શ્રીજીમહારાજે સત્સંગી બનાવ્યો ને હાથમાં માળા આપી દીધી. આપણી ખરાબ ટેવો ભજનથી જ દૂર થાય છે. માટે આપણે સૌ ધૂન, ભજન કરીએ.

પણ ભજન કેવી રીતે કરવું? કોનું કરવું?

ભજન કરવા પલાંઠી વાળીને બેસવું. આંખ બંધ કરી ભગવાનને તથા ગુરુને યાદ કરવા. ભગવાન અને ગુરુને સંભારીને ભજન કરવું એનું નામ ધૂન. ભગવાનને તથા ગુરુને યાદ કર્યા વગર ધૂન કરીએ તો તે નકામી જાય. ધૂન કરતાં બીજા વિચારો ન કરવા. ભજન હંમેશાં ભગવાનનું ને તેના ભક્તનું સાથે જ થાય છે. તે કેવી રીતે?

સ્વામી અને નારાયણ.

અક્ષર અને પુરુષોત્તમ.

આત્મા અને પરમાત્મા.

બ્રહ્મ અને પરબ્રહ્મ.

રોજ આ પ્રમાણે આપણે સૌએ ધૂન કરવી.

સ્વામી એટલે ગુણાતીતાનંદ સ્વામી

નારાયણ એટલે સહજાનંદ સ્વામી.

અક્ષર એટલે ગુણાતીતાનંદ સ્વામી

પુરુષોત્તમ એટલે સહજાનંદ સ્વામી.

આત્મા એટલે ગુણાતીતાનંદ સ્વામી

પરમાત્મા એટલે સહજાનંદ સ્વામી.

બ્રહ્મ એટલે ગુણાતીતાનંદ સ્વામી

પરબ્રહ્મ એટલે સહજાનંદ સ્વામી.

ભજન કોનું કરાય?

ભગવાનનું અને તેમના ઉત્તમ ભક્તનું. એટલે કે સ્વામી અને નારાયણનું.

ભગવાન કોણ? સહજાનંદ સ્વામી.

ભક્ત કોણ? ગુણાતીતાનંદ સ્વામી.

આપણા ગુરુ કોણ? મહંત સ્વામી મહારાજ (સ્વામીશ્રી કેશવજીવનદાસજી).

એમના ગુરુ? પ્રમુખસ્વામી મહારાજ (સ્વામીશ્રી નારાયણ-સ્વરૂપદાસજી).

એમના ગુરુ? યોગીજી મહારાજ (સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી).

એમના ગુરુ? શાસ્ત્રીજી મહારાજ (સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી).

એમના ગુરુ? ભગતજી મહારાજ (પ્રાગજી ભક્ત).

એમના ગુરુ? અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી.

]

**FAQ: - [**

1. **વાલ્મીકિ ઋષિ અને અજામિલના જીવનમાંથી શું શીખવા યોગ્ય છે?**
   વાલ્મીકિ ઋષિ, જે પહેલા લૂંટારા હતા, 'રામ' નામની શક્તિથી સાધુ બન્યા. તેમના જીવનમાં પાપોને દૂર કરીને પવિત્રતા પ્રાપ્ત કરવાની દૃષ્ટિ સ્પષ્ટ હતી. એ રીતે, અજામિલ પણ બહુ પાપી હતો, પરંતુ 'નારાયણ' નામના જાપથી તેમનું પાપ મટી ગયું અને તે યમદૂતોથી બચી ગયો. આથી, ભગવાનના નામના જાપ અને શ્રદ્ધા સાથે જીવનના પાપોને દૂર કરી શકાય છે અને જીવને શ્રેષ્ઠ માર્ગ પર લઈ જઈ શકાય છે.

2. **શ્રીજીમહારાજે (ભગવાન સ્વામિનારાયણ) લૂંટારા જોબન પગીને કેવી રીતે સુધાર્યો?**
   શ્રીજીમહારાજે જોબન પગી, જે એક લૂંટારો હતો અને લોકોનું શોષણ કરતો હતો, એને સત્સંગના માધ્યમથી સુધાર્યો. શ્રીજીમહારાજે એને ભક્તિનો માર્ગ બતાવ્યો અને માળા આપીને તેને પવિત્રતા તરફ દોરી ગયા. આ દૃષ્ટિએ, ભજન અને સત્સંગથી આપણું ખરાબ વર્તન દૂર થઈ શકે છે અને પવિત્ર જીવન જીવવા માટે પ્રેરણા મળે છે.

3. **ભગવાનનું ભજન કેવી રીતે કરવું અને તેનું મહત્વ શું છે?**
   ભજન કરવાનો સાચો માર્ગ એ છે કે, પલાંઠી વાળીને બેસવું, આંખો બંધ કરીને ભગવાન અને ગુરુને યાદ કરીને ભજન કરવું. ભગવાન અને ગુરુને યાદ કર્યા વિના ભજન કરવું લાભદાયક નથી. ભજન કરતી વખતે, અન્ય વિચારો અને સંકેતોને દૂર રાખવું અને સંપૂર્ણ શ્રદ્ધાથી ભગવાનના નામ અને ગુણોનું ભજન કરવું જોઈએ. આ રીતે કરેલું ભજન શ્રેષ્ઠ અને પવિત્ર હોય છે.

4. **ભજન હંમેશાં ભગવાન અને તેના ભક્ત સાથે જ કેમ થાય છે?**
   ભજન દરેક સમયે ભગવાન અને તેમના ભક્ત સાથે જ થાય છે, કારણ કે ભગવાન અને ભક્તના સંબંધમાં શ્રદ્ધા અને પ્રેમનું મહત્વ છે. જેમ કે, સ્વામી અને નારાયણ, અક્ષર અને પુરુષોત્તમ, આત્મા અને પરમાત્મા, બ્રહ્મ અને પરબ્રહ્મ — આ દરેક જોડાણો એક અનન્ય અને પવિત્ર સંબંધ પ્રગટાવે છે. આ સંબંધોના સંકેતથી ભજનનો તાત્પર્ય સમજી શકાય છે, જ્યાં ભગવાન અને ભક્તના હૃદયોમાં એક એકરૂપતા હોય છે. આ આદર્શ જોડાણમાં ભજન હંમેશાં પવિત્ર રહે છે.

5. **આપણે રોજ કેવી રીતે "ધૂન" કરવી જોઈએ અને બી. એ. પી. એસ. "ધૂન" નો અર્થ શું છે?**
   રોજ ભજન અને ધૂન કરવા માટે, આપણે ભગવાન અને ગુરુના નામનું સ્મરણ કરવું જોઈએ. જેમ કે, સ્વામીનો અર્થ ગુણાતીતાનંદ સ્વામી, નારાયણનો અર્થ સહજાનંદ સ્વામી, અક્ષરનો અર્થ ગુણાતીતાનંદ સ્વામી, પુરુષોત્તમનો અર્થ

સહજાનંદ સ્વામી, આત્માનો અર્થ ગુણાતીતાનંદ સ્વામી, પરમાત્માનો અર્થ સહજાનંદ સ્વામી, બ્રહ્મનો અર્થ ગુણાતીતાનંદ સ્વામી, પરબ્રહ્મનો અર્થ સહજાનંદ સ્વામી. આ રીતે, રોજ ધૂન કરવાથી આપણે ભગવાન અને ગુરુના આદર્શો સાથે પોતાને જોડીએ છીએ અને તેમના આદર્શો પર ચાલીએ છીએ.

6. **ભજન કોનું કરવું જોઈએ?**

ભજન ભગવાન અને તેમના ઉત્તમ ભક્તનું કરવું જોઈએ. એટલે કે, સ્વામી અને નારાયણનું. ભગવાન એટલે સહજાનંદ સ્વામી અને ભક્ત એટલે ગુણાતીતાનંદ સ્વામી.

7. **બી. એ. પી. એસ. ગુરુ પરંપરા વિશે જણાવો.**

બી. એ. પી. એસ. ગુરુ પરંપરામાં દરેક ગુરુ પોતાની આગળના ગુરુને પ્રાધાન્ય આપે છે અને એ જ માર્ગ પર ચાલીને આધ્યાત્મિક શિક્ષણ આપે છે. અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી આપણા પ્રારંભિક ગુરુ છે. ભગતજી મહારાજ (પ્રાગજી ભક્ત) આપણા પ્રથમ ગુરુ, જેમણે ગુરુ પરંપરાની સમજ આપી. શાસ્ત્રીજી મહારાજ (સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી) તેમના અનુયાયી જેમના માર્ગદર્શન હેઠળ ગુરુ પરંપરા મજબૂત થઈ. ત્યારબાદ, ગુરુ યોગીજી મહારાજ (સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી), તેમના પછી પ્રમુખસ્વામી મહારાજ (સ્વામીશ્રી નારાયણ-સ્વરૂપદાસજી), અને બી. એ. પી. એસ. સંસ્થાના આપણા ગુરુ - મહંત સ્વામી મહારાજ (સ્વામીશ્રી કેશવજીવનદાસજી) – જે દરેક ભક્તને આધ્યાત્મિક માર્ગ પર લઈ જાય છે. આ ગુરુ પરંપરા આધ્યાત્મિક ઉન્નતિ અને પવિત્ર જીવન જીવવા માટે અમૂલ્ય માર્ગદર્શિકા છે.

]

<પ્રાર્થના>

**Chapter Name: - [**Chapter Name - પ્રાર્થના**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

ભગવાનની પ્રાર્થના કરવી, આપણા પિતા ભગવાન સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), ભગવાન આપણને સારી બુદ્ધિ અને સારા ગુણો આપે છે, પ્રાર્થના- શુદ્ધ હૃદયથી ભગવાન પાસે માગણી કરવી, પ્રાર્થના એટલે માગવું, આંખો બંધ કરી ભગવાનને તથા ગુરુને સંભારવા, બે હાથ જોડી ભગવાનને નમસ્કાર કરવા, અક્ષરધામના ધામી સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), પુરુષોત્તમ પરબ્રહ્મ સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), ભક્તજનોના ભવભય હારી સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), ભગવાનની મૂર્તિ નિત્ય હૃદયે ધારવી, ભગવાન પાસે સદ્બુદ્ધિ અને સદ્ગુણ માંગવા, સદ્ગુણ અને શ્રદ્ધા સાથે ભગવાનના ચરણોમાં શીશ નમાવું, આપની ગુરુ પરંપરાને હંમેશા યાદ કરવી, શાસ્ત્રીજી મહારાજના ગુણ રોજ ગાવાના, યોગીજી મહારાજના ગુણ રોજ ગાવાના, પ્રમુખસ્વામી મહારાજના ગુણ રોજ ગાવાના, મહંતસ્વામી મહારાજના ગુણ રોજ ગાવાના, અક્ષરધામના માલિક સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), પુરુષોમાં શ્રેષ્ઠ પુરુષોત્તમ સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), બ્રહ્મથી પર પરબ્રહ્મ એટલે સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), જન્મ-મરણનાં દુઃખને તારનાર સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), ભગવાનની મૂર્તિ હંમેશાં હૃદયમાં ધરવી, આપણા વિઘ્નો દૂર કરનાર સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), સુખી થવા માટે ભગવાનના આશીર્વાદ માંગવા, પ્રાર્થનાથી એક પવિત્રતા અને આધ્યાત્મિક શક્તિ મળે છે, દૈનિક પ્રાર્થના કરીને આત્મવિશ્વાસ અને ધૈર્ય મેળવવું, પ્રાર્થના દ્વારા જીવનમાં દુઃખ દૂર કરીને સુખ પ્રાપ્ત કરવું, સહજાનંદ સ્વામીના (ભગવાન સ્વામિનારાયણ) આશિર્વાદથી જીવનમાં સુખ અને શાંતિ, ધ્યાન અને પ્રાર્થના દ્વારા મનને શુદ્ધ બનાવવું, ભગવાનની પ્રાર્થના દ્વારા સદ્ગુણો પ્રાપ્ત કરવા, પ્રાર્થના અને ભક્તિથી મનને શાંતિ મળે છે, ભગવાનની ભક્તિથી વિઘ્નો દૂર થાય છે, સહજાનંદ સ્વામીની (ભગવાન સ્વામિનારાયણ) શ્રદ્ધાવાન પ્રાર્થના, જીવનમાં પવિત્રતા અને સદ્ગુણો લાવવાનો માર્ગ, પ્રાર્થના કરવાથી આધ્યાત્મિક ઉન્નતિ મળે છે, સહજાનંદ સ્વામી એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

સહજાનંદ સ્વામી ભગવાન આપણા પિતા છે. આપણે બધાં એમનાં બાળકો છીએ. સારું ખાવાનું, નવાં કપડાં, નવાં પુસ્તકો, કંઈ જોઈતું હોય તો આપણે આપણા પિતાજી પાસે માગીએ છીએ અને પિતાજી આપણને તે બધી સારી વસ્તુઓ લાવી આપે છે; પરંતુ જો આપણને સારી બુદ્ધિ, સારા ગુણો જોઈતા હોય તો તે કોણ આપે? તે બધી વસ્તુઓ ભગવાન પાસે છે. જો ભગવાન પાસે આપણે અંતરથી માગીએ, તો તે આપણને જરૂર સારી બુદ્ધિ, સારા ગુણો આપે. શુદ્ધ હૃદયથી ભગવાન પાસે માગણી કરવી એનું નામ જ પ્રાર્થના. પ્રાર્થના એટલે માગવું. ચાલો, આપણે ભગવાનને પ્રાર્થના કરીએ.

પ્રાર્થના કરતી વખતે આપણે પલાંઠીવાળી સ્થિર બેસવું જોઈએ. આંખો બંધ કરી ભગવાનને તથા ગુરુને સંભારવા જોઈએ. બે હાથ જોડી ભગવાનને નમસ્કાર કરવા જોઈએ:

શ્રી હરિ જય જય જય જયકારી...(2)

અક્ષરધામના ધામી તમે છો,

પુરુષોત્તમ પરબ્રહ્મ હરિ છો,

ભક્તજનોના ભવભય હારી....શ્રી  હરિ.

પ્રગટ હરિ ગુરુ દર્શન આપો,

પ્રભુ તવ નામના જપીએ જાપો,

તવ મૂર્તિ નિત્ય હૃદયે ધારી....શ્રી  હરિ.

સદ્‌બુદ્ધિ સદ્‌ગુણ પ્રભુ આપો,

અભય કર મુજ શિર પર સ્થાપો,

વિઘ્ન સકળને સદ્ય વિદારી....શ્રી  હરિ.

શાસ્ત્રી મહારાજના ગુણ નિત્ય ગાઉં,

યોગી મહારાજના ગુણ નિત્ય ગાઉં,

પ્રમુખસ્વામીના ગુણ નિત્ય ગાઉં,

મહંત સ્વામીના ગુણ નિત્ય ગાઉં,

તવ ચરણોમાં શીશ નમાવું,

આશિષ-વચન દ્યો આનંદકારી....શ્રી  હરિ.

હે સહજાનંદ સ્વામી! તમે સદા જયકારી છો. તમે અક્ષરધામના માલિક, સ્વામી છો. તમે પુરુષોમાં શ્રેષ્ઠ પુરુષોત્તમ છો. તમે બ્રહ્મથી પર પરબ્રહ્મ છો. તમારા ભક્તોના જન્મ-મરણનાં દુઃખને તમે દૂર કરો છો.

હે સહજાનંદ સ્વામી! તમે આ પૃથ્વી ઉપર હંમેશાં વિચરો છો, માટે મને દર્શન આપો. હે પ્રભુ! અમે તમારું નામ જપીએ છીએ અને તમારી મૂર્તિ હંમેશાં હૃદયમાં ધારીએ છીએ.

હે સહજાનંદ સ્વામી! તમે અમને સારી બુદ્ધિ અને સારા ગુણો આપો. તમારો અભય હાથ અમારા મસ્તક ઉપર મૂકો તેથી અમારી બધી જ બીક, ભય ટળી જાય અને અમારાં વિઘ્નો પણ તરત જ દૂર થાય.

અમે અમારા ગુરુ શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજ, પ્રમુખસ્વામી મહારાજ અને મહંત સ્વામી મહારાજના ગુણ હંમેશાં ગાઈએ છીએ ને તમારાં ચરણોમાં મસ્તક નમાવીએ છીએ. માટે અમને આશીર્વાદ આપો, જેથી અમે સુખી થઈએ.

આ પ્રમાણે નિયમિત રીતે ભગવાનની આપણે પ્રાર્થના કરવી જોઈએ, તો ભગવાન જરૂર આપણને સદ્‌બુદ્ધિ અને સદ્‌ગુણો આપે.

**]**

**FAQ: - [**

1. **પ્રાર્થના એટલે શું અને ભગવાનને પ્રાર્થના કરતી વખતે શું ધ્યાનમાં રાખવું જોઈએ?**
   પ્રાર્થના એટલે માગવું. શુદ્ધ હૃદયથી ભગવાન પાસે માગણી કરવી એનું નામ જ પ્રાર્થના. પ્રાર્થના દરમિયાન, આપણા મન અને શરીર પર નિયમ રાખવો, ભગવાનના ચરણોમાં શ્રદ્ધા સાથે નમવું અને અંતરથી માગવું ખૂબ જ મહત્વપૂર્ણ છે.

પ્રાર્થના કરતી વખતે આપણે પલાંઠીવાળી સ્થિર બેસવું જોઈએ. આંખો બંધ કરી ભગવાનને તથા ગુરુને સંભારવા જોઈએ. બે હાથ જોડી ભગવાનને નમસ્કાર કરવા જોઈએ. શ્રદ્ધા અને ભક્તિથી કરેલી પ્રાર્થનાથી ભગવાન આપણને શ્રેષ્ઠ બુદ્ધિ અને સારા ગુણો આપે છે.

2. **ભગવાનની પ્રાર્થનાનો મુખ્ય અર્થ શું છે?**
   પ્રાર્થના ભગવાન શ્રી હરિ (ભગવાન સ્વામિનારાયણ) અને ગુરુના આશિર્વાદ માટેની છે, જેમાં ભક્ત, ભગવાન અને ગુરુના ગુણોને ગાય છે અને તેમના દયાળુ આશીર્વાદ માટે પ્રાર્થના કરે છે. પ્રાર્થનામાં શ્રદ્ધાવાન ભગવાન અને ગુરુ પાસે સદ્બુદ્ધિ, સારા ગુણો અને વિઘ્નો દૂર કરવા માટે માગણી કરવામાં આવે છે. હૃદયમાં શ્રદ્ધા અને પવિત્રતા રાખીને આ પ્રાર્થના કરવાથી ભગવાનના આધ્યાત્મિક આશીર્વાદ અને જીવનમાં સુખ-શાંતિ પ્રાપ્ત થાય છે.

3. **"હે સહજાનંદ સ્વામી!" આ પ્રાર્થનામાં શું માગણી કરવામાં આવી છે?**
   આ પ્રાર્થનામાં ભક્તો સહજાનંદ સ્વામીના પાવન દર્શન અને આશીર્વાદ માટે માગણી કરી રહ્યા છે. તેઓ ભગવાનના સર્વોચ્ચ સ્વરૂપ, પરબ્રહ્મ અને અક્ષરધામના માલિક છે, જે પોતાના ભક્તોના દુઃખોને દૂર કરે છે. ભક્તો ઈશ્વરનું નામ જપતા જપતા અને તેમની મૂર્તિ હૃદયમાં ધારીને, સ્વામીના દર્શન માટે પ્રાર્થના કરે છે, જેથી તેમને આત્મિક શાંતિ અને આશીર્વાદ મળે.

4. **પ્રાર્થના કરવાથી થતાં ફાયદા જણાવો.**
   પ્રાર્થના માં ભક્તો સહજાનંદ સ્વામી પાસેથી સારી બુદ્ધિ, સારા ગુણો અને તેમના અભય હાથના આશીર્વાદ માટે માગણી કરે છે, જેથી તેઓના મનમાંથી ભય, બીક અને વિઘ્નો દૂર થાય અને જીવનમાં શાંતિ અને સુખની પ્રાપ્તિ થાય છે. પ્રાર્થના કરવાથી ભક્તોના દુઃખ દૂર થાય છે અને આત્યંતિક શાંતિ મળે છે. પ્રાર્થના આપણને જીવનની દિશા અને માર્ગ પર સ્પષ્ટતા આપે છે. પ્રાર્થના આપણા ગુણોને સુધારવા અને વધુ મૌલિક બનવા માટે પ્રેરણા આપે છે. પ્રાર્થના કરવાથી મનને એકાગ્ર અને ધ્યાનમાં જાળવી રાખવું સરળ થાય છે.

5. **પ્રાર્થનામાં ગુરુઓ અને ભગવાન માટે કઈ રીતે શ્રદ્ધા અને આશીર્વાદ માટે માગણી કરવામાં આવે છે?**
   પ્રાર્થના માં ભક્તો તેમના ગુરુ-શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજ, પ્રમુખસ્વામી મહારાજ અને મહંત સ્વામી મહારાજ-ના ગુણોને યાદ કરીને, તેમના ચરણોમાં નમાવવાનું અને તેમના આશીર્વાદ માટે પ્રાર્થના કરવાની વાત કરે છે. આ પ્રાર્થના દર્શાવે છે કે નિયમિત પ્રાર્થના અને શ્રદ્ધાવાન ગુરુઓ અને ભગવાનના આશીર્વાદથી સુખ, સદ્બુદ્ધિ અને સારા ગુણો પ્રાપ્ત થાય છે.

]

## < પરબ્રહ્મ પુરુષોત્તમ સહજાનંદ સ્વામી>

**Chapter Name: - [**Chapter Name - પરબ્રહ્મ પુરુષોત્તમ સહજાનંદ સ્વામી**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

પરબ્રહ્મ પુરુષોત્તમ સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), સ્વામીનારાયણ સંપ્રદાય ના ઈષ્ટદેવ સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ), સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) નો જન્મ- સંવત 1837ના ચૈત્ર સુદ 9 રામનવમી, અયોધ્યા નજીક છપૈયામાં ભગવાન સ્વામિનારાયણનો જન્મ, સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) નાં પિતાનું નામ ધર્મદેવ, સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) નાં માતાનું નામ ભક્તિદેવી, સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) નાં મોટાભાઈનું નામ રામપ્રતાપજી, સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) નાં નાના ભાઈનું નામ ઈચ્છારામજી, સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) નાં બાળપણનું નામ ઘનશ્યામ, ચમત્કારી બાળક ઘનશ્યામ, ઘનશ્યામ ભગવાનનો અવતાર, ઘનશ્યામે પંડિતોની સભામાં શાસ્ત્રચર્ચામાં જીત મેળવી, ઘનશ્યામ માતા-પિતાની આજ્ઞા પાળતા, ઘનશ્યામ ભજન-ભક્તિ કરતા, બ્રહ્મચારી વેશે ઘરનો ત્યાગ, ઘનશ્યામ એટલે નીલકંઠ વર્ણી, નીલકંઠ વર્ણી એ સાધુ-સંન્યાસીઓનું કલ્યાણ કર્યું, ગોપાળ યોગી પાસે અષ્ટાંગ યોગ શીખ્યા, લોજ ગામમાં રામાનંદ સ્વામીનો આશ્રમ, નીલકંઠ બ્રહ્મચારી અને રામાનંદ સ્વામીનો પીપલાણામાં મેળાપ, નીલકંઠ વર્ણી એટલે સહજાનંદ સ્વામી, રામાનંદ સ્વામીએ નીલકંઠ વર્ણીને દીક્ષા આપી, મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) એટલે ભગવાન સ્વામિનારાયણ, સહજાનંદ સ્વામીએ માગેલા બે વરદાન, શ્રીજીમહારાજનું (ભગવાન સ્વામિનારાયણ) સમાધિ પ્રકરણ, સમાધિમાં ભગવાનનાં દર્શન, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) પાંચસો પરમહંસો, ભગવાન સ્વામિનારાયણનો ઉપદેશ અને મહિમા, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) સમાજ-સુધારાનાં કાર્યો, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) સુંદર મંદિરો, સ્ત્રી અને ધનના ત્યાગી સંતો, શિક્ષાપત્રી – ભગવાન સ્વામિનારાયણના સંતો-ભક્તો ના નિયમો, મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામી, વડતાલ સ્વામિનારાયણ મંદિર, શ્રીજીમહારાજના ઉત્તમ હરિભક્ત ગઢડાના દાદાખાચર, ભગવાન સ્વામિનારાયણનું અંતર્ધાન, સહજાનંદ સ્વામી (ભગવાન સ્વામિનારાયણ) જીવનચરિત્ર, રામાનંદ સ્વામી અને સ્વામિનારાયણ સંપ્રદાય, નિલકંઠ વર્ણીનું તપ અને યાત્રા, શિક્ષાપત્રીના સિદ્ધાંત અને નિયમો, ગુજરાતના સ્વામિનારાયણ મંદિર, ગઢડા દર્શન અને અંતર્ધાન લીલા, રામાનંદ સ્વામી દ્વારા પ્રેરિત સ્વામિનારાયણ સંપ્રદાય, નીલકંઠ વર્ણીનું ભારતભ્રમણ અને તપસ્યા, શિક્ષાપત્રીમાં દર્શાવેલા આદર્શ જીવનના નિયમો, સ્વામિનારાયણ સંપ્રદાય દ્વારા સમાજ સુધારણા પ્રયાસો, ભગવાન સ્વામિનારાયણની જીવનગાથા અને સંપ્રદાયની સ્થાપના, શ્રીજીમહારાજ દ્વારા સમાજ સુધારણા અને શિક્ષણ પ્રચાર, સહજાનંદ સ્વામી એટલે ભગવાન સ્વામિનારાયણ, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

આપણા ઈષ્ટદેવ સહજાનંદ સ્વામી, જેમને આપણે સ્વામિનારાયણ ભગવાન કહીએ છીએ. તેમના જીવન વિષે આપણે જાણવું જ જોઈએ.

સંવત 1837ના ચૈત્ર સુદ 9 એટલે કે રામનવમીને દિવસે તેમનો જન્મ ઉત્તર પ્રદેશમાં અયોધ્યા નજીક છપૈયા ગામે એક બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ ધર્મદેવ હતું અને તેમનાં માતાનું નામ ભક્તિદેવી હતું. તેમના મોટાભાઈનું નામ રામપ્રતાપજી અને નાના ભાઈનું નામ ઇચ્છારામજી હતું. તેમનાં માતા-પિતા ઘણાં પવિત્ર અને ધર્મપ્રેમી હતાં. અખંડ શ્રીકૃષ્ણભક્તિ કરતાં હતાં. તેમનું બાળપણનું નામ ઘનશ્યામ હતું.

ઘનશ્યામ બાળપણથી જ બહુ ચમત્કારી બાળક હતા. સૌને તે પ્રિય હતા. બાળપણમાં તેમણે ઘણા ચમત્કારો બતાવ્યા હતા. તે ચમત્કારો જોઈને ગામના લોકોને થતું કે આ બાળક ભગવાનનો અવતાર છે.

નાની ઉંમરે ઘનશ્યામ તેમના પિતાની સાથે કાશી ગયા અને ત્યાં પંડિતોની સભામાં શાસ્ત્રચર્ચામાં જીત મેળવી. સૌ આ બાળકની બુદ્ધિ જોઈ અચંબો પામ્યા. ઘનશ્યામ સદાય તેમનાં માતા-પિતાની આજ્ઞા પાળતા અને આખો દિવસ ભજન-ભક્તિ કરતા. અયોધ્યામાં તેમનો મુકામ તો મંદિરોમાં જ હોય. ગામ-ગપાટામાં કે રમત-ગમતમાં બહુ ધ્યાન ન આપતા.

માતા-પિતા ધામમાં ગયાં પછી ઘનશ્યામ એક દિવસ ચૂપચાપ ઘરમાંથી નીકળી ગયા. બ્રહ્મચારીનો વેશ ધારીને તેમણે તો વનમાં ફરવા માંડ્યું. સૌ તેમને નીલકંઠ વર્ણી કહેતા. નદી, નાળાં, સરોવર અને જંગલો - બધું પાવન કરતા નીલકંઠ વર્ણી, ન જંગલી પશુથી ડરતા કે ન ટાઢ, તડકો કે વરસાદથી ડરતા. તેમણે જુદે જુદે ઠેકાણે રહેલા અનેક સાધુ-સંન્યાસીઓનું કલ્યાણ કર્યું, દંભી ગુરુઓનો દંભ ખુલ્લો પાડ્યો. હિમાલયમાં તપ કરતા નવ લાખ યોગીઓનો તેમણે મોક્ષ કર્યો. ત્યાંના એક મહાન તપસ્વી ગોપાળ યોગી પાસે અષ્ટાંગ યોગ શીખ્યા અને તેમનું પણ કલ્યાણ કર્યું.

આખા ભારત દેશમાં ફરીને બધાં જ મઠો, મંદિરો જોતાં જોતાં તેઓ સૌરાષ્ટ્રમાં પધાર્યા. લોજ ગામમાં રામાનંદ સ્વામીનો આશ્રમ હતો. તેમાં મુક્તાનંદ સ્વામી રહેતા હતા. તેમને મળ્યા અને પાંચ પ્રશ્નો પૂછ્યા. મુક્તાનંદ સ્વામીએ પ્રશ્નોના સાચા ઉત્તર આપ્યા. તેથી ત્યાં રહ્યા. રામાનંદ સ્વામી તે વખતે કચ્છ દેશમાં હતા.

થોડા વખત પછી રામાનંદ સ્વામી પીપલાણા આવ્યા. અહીં નીલકંઠ બ્રહ્મચારી અને રામાનંદ સ્વામીનો મેળાપ થયો. રામાનંદ સ્વામી કહેતા: 'હું તો ડુગડુગી વગાડવાવાળો છું, ખેલ તો આ બ્રહ્મચારી ભજવશે.' તે પછી થોડા વખતમાં રામાનંદ સ્વામીએ તેમને દીક્ષા આપી, સહજાનંદ સ્વામી નામ પાડ્યું. ભક્તો એમને 'મહારાજ' અથવા 'શ્રીજીમહારાજ' કહી બોલાવતા.

રામાનંદ સ્વામીએ તેમના બધા શિષ્યોમાંથી સહજાનંદ સ્વામીને પસંદ કરી પોતાની ગાદી સોંપી. દયાળુ ભગવાને પોતાના ગુરુ પાસે માગી લીધું કે 'તમારા ભક્તને એક વીંછી કરડે તેવું દુઃખ થવાનું હોય તો મને રૂંવાડે રૂંવાડે કરોડ વીંછીનું દુઃખ થાય પણ ભક્તને દુઃખ ન થાય. અને તમારા ભક્તના નસીબમાં રામપત્તર, ભીખ માગવાનું હોય તો તે મને આવે પણ તમારા ભક્ત અન્ન-વસ્ત્રે દુઃખી ન થાય તેવા આશીર્વાદ આપો.'

રામાનંદ સ્વામીએ રાજી થઈ એ બંને વરદાન આપ્યાં.

રામાનંદ સ્વામી ધામમાં ગયા પછી તરત જ શ્રીજીમહારાજે 'સ્વામિનારાયણ' નામનું ભજન શરૂ કરાવ્યું.

શ્રીજીમહારાજે ઘણા ચમત્કારો બતાવ્યા. અનેક જીવોને સમાધિ કરાવી. પશુ-પક્ષીઓને અને પાણીમાંનાં માછલાંઓને પણ સમાધિ કરાવી. સમાધિમાં સૌને પોતાના ભગવાનનાં દર્શન કરાવતા. તેથી સૌ શ્રીજીમહારાજને સર્વોપરી ભગવાન માનવા લાગ્યા. અનેક મુમુક્ષુઓ શ્રીજીમહારાજના પ્રતાપની વાત સાંભળી આખા ભારત દેશમાંથી ખેંચાઈને આવતા. શ્રીજીમહારાજે કેટલાય મોટા સંતો તથા મહંતોને એક જ રાતમાં દીક્ષા આપી પાંચસો પરમહંસો બનાવ્યા. આ બધા જ પરમહંસો ભગવાન સ્વામિનારાયણના ઉપદેશની અને મહિમાની વાતો ગામેગામ કરવા લાગ્યા.

શ્રીજીમહારાજે સમાજ-સુધારાનાં અનેક કાર્યો કર્યાં. દુકાળ વખતે તેમણે સદાવ્રતો અને અન્નક્ષેત્રો ચાલુ કર્યાં. કૂવા, તળાવ ખોદાવ્યાં. અહિંસક યજ્ઞો શરૂ કરી, હિંસામય યજ્ઞો બંધ કરાવ્યા. અભણ અને ગરીબ પ્રજાને શિક્ષણ આપ્યું. નીચલી કોમોમાં ચાલતા ઘણા ગંદા રિવાજો બંધ કરાવ્યા. સ્ત્રીઓને શિક્ષણ અપાવ્યું.

શ્રીજીમહારાજે આખા ગુજરાતમાં સુંદર મંદિરો બંધાવ્યાં. સંતોને સંસ્કૃત ભણાવી સુંદર પુસ્તકો લખાવ્યાં, જેમાં ઘણું જ્ઞાન ભર્યું છે. સંતોએ ગુજરાતીમાં પણ ઘણાં કીર્તનો લખ્યાં છે. 'સંતોએ સ્ત્રી અને ધન તો રખાય જ નહીં,' એવા કડક નિયમો તેમણે ઘડ્યા. પોતાના સત્સંગીઓ નિયમમાં રહી પોતાનું કલ્યાણ કરે તે માટે તેમણે 'શિક્ષાપત્રી' લખી.

પોતાના બધા જ આશ્રિતોને દર વર્ષે એક મહિનો જૂનાગઢ જઈ ગુણાતીતાનંદ સ્વામીની વાતો સાંભળવા આજ્ઞા કરી અને ગોપાળાનંદ સ્વામીની આજ્ઞામાં રહેવા કહ્યું. વડતાલમાં મંદિર કરી પોતાની મૂર્તિ પધરાવી.

ગઢડામાં દાદાખાચરના દરબારમાં શ્રીજીમહારાજ ત્રીસ વર્ષ રહ્યા અને અનેક ભક્તોને ખૂબ સુખ આપી, લાખો જીવોનું કલ્યાણ કરી, ગઢડામાં જ સં. 1886ના જેઠ સુદ 10ને દિવસે તેઓ અંતર્ધાન થયા. આજે ત્યાં તેમના દેહોત્સર્ગ સ્થાને સુંદર મંદિર છે.

**]**

**FAQ: - [**

1. **ભગવાન સ્વામિનારાયણના બાળપણ અંગે જણાવો.**
   ભગવાન સ્વામિનારાયણના બાળપણનું નામ ઘનશ્યામ હતું. તેમનો જન્મ સંવત 1837ના ચૈત્ર સુદ 9 (રામનવમી) ના દિવસે ઉત્તર પ્રદેશમાં અયોધ્યા નજીક છપૈયા ગામે થયો હતો. તેઓ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા, જેમાં તેમના પિતાનું નામ ધર્મદેવ અને માતાનું નામ ભક્તિદેવી હતું. તેમના મોટાભાઈ રામપ્રતાપજી અને નાના ભાઈ ઈચ્છારામજી હતા. તેમનાં માતા-પિતા ઘણાં પવિત્ર અને ધર્મપ્રેમી હતાં.

2. **ઘનશ્યામના (ભગવાન સ્વામિનારાયણ) બાળપણના મુખ્ય ચમત્કારો અને તેમની ખાસીયતો શું હતી?**
   ઘનશ્યામ બાળપણથી જ બહુ ચમત્કારી અને બુદ્ધિશાળી હતા. તેઓ સર્વને પ્રિય હતાં અને બાળપણમાં ઘણા ચમત્કારો દર્શાવ્યા, જેનાથી ગામના લોકો તેમને ભગવાનનો અવતાર માનતા. નાની ઉંમરે તેઓ પિતાના સાથે કાશી ગયા અને ત્યાં પંડિતોની સભામાં શાસ્ત્રચર્ચામાં વિજય મેળવ્યો, જેનાથી સૌ તેમની અસામાન્ય બુદ્ધિ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા. ઘનશ્યામ સદાય માતા-પિતાની આજ્ઞા પાળતા અને અખંડ ભજન-ભક્તિમાં તત્પર રહેતા. તેમનો મોટાભાગનો સમય મંદિરોમાં વીતી જતો અને તેઓ ગામની ગપસપ કે રમત-ગમતમાં ધ્યાન ન આપતા. આ બધું દર્શાવે છે કે તેમની બાળાવસ્થાથી જ તેઓ સંસારથી પર અને દિવ્ય ગુણોથી સંપન્ન હતા.

3. **ઘનશ્યામનું (ભગવાન સ્વામિનારાયણ) નીલકંઠ વર્ણી (ભગવાન સ્વામિનારાયણ) તરીકેનું સંન્યાસ જીવન અને તપસ્યા કેવી હતી?**
   માતા-પિતા ધામમાં પધાર્યા બાદ ઘનશ્યામ એક દિવસ ચૂપચાપ ઘરમાંથી નીકળી ગયા અને બ્રહ્મચારીનો વેશ ધારણ કરી વનમાં પ્રવેશ કર્યો. ત્યારથી તેમને 'નીલકંઠ વર્ણી' નામથી ઓળખવામાં આવ્યા. તેઓ નદી, સરોવર, જંગલો વગેરેને પાવન કરતા જતા અને જંગલી પશુઓ કે કોઈપણ પ્રાકૃતિક પરિસ્થિતિઓથી (ટાઢ, તડકો, વરસાદ) ભયભીત નહોતા. તેમણે વિભિન્ન સ્થળોના સાધુ-સંન્યાસીઓનું કલ્યાણ કર્યું અને દંભી ગુરુઓને ખુલ્લા પાડયા. હિમાલયમાં તપસ્યા કરતા નવ લાખ યોગીઓને મોક્ષ આપી, તેમજ ત્યાં મહાન તપસ્વી ગોપાળ યોગી પાસે અષ્ટાંગ યોગ શીખ્યા અને તેમનું પણ કલ્યાણ કર્યું. નીલકંઠ વર્ણીનું સંસારત્યાગ અને તપસ્યા તેમના દિવ્ય સ્વરૂપ અને ઉદ્દેશ્યને સ્પષ્ટ કરે છે.

4. **નીલકંઠ વર્ણીનો (ભગવાન સ્વામિનારાયણ) રામાનંદ સ્વામી સાથે મેળાપ અને તેમની દીક્ષા વિશે જણાવો.**
   નીલકંઠ વર્ણી તરીકે સમગ્ર ભારત ભમ્યા પછી, તેઓ સૌરાષ્ટ્ર પધાર્યા અને લોજ ગામે રામાનંદ સ્વામીના આશ્રમમાં પહોંચ્યા. ત્યાં મુક્તાનંદ સ્વામી સાથે શાસ્ત્રચર્ચા કરી અને તેમના ઉત્તરોથી સંતોષ પામી ત્યાં જ રહેવાનું નક્કી કર્યું. રામાનંદ સ્વામી તે સમયે કચ્છમાં હતા, અને જ્યારે તેઓ પીપલાણા પધાર્યા, ત્યારે નીલકંઠ વર્ણી અને રામાનંદ સ્વામીનો પ્રથમ મળાપ થયો. રામાનંદ સ્વામીએ તેમનામાં દિવ્યતા જોઈ અને કહ્યું: "હું તો ડુગડુગી વગાડવાવાળો છું, ખેલ તો આ બ્રહ્મચારી ભજવશે", જેનો અર્થ હતો કે સાચા ઉદ્ધારક અને સંપ્રદાયના સંચાલક શ્રીજી મહારાજ હશે. થોડા સમય પછી રામાનંદ સ્વામીએ તેમને દીક્ષા આપી અને 'સહજાનંદ સ્વામી' નામ આપ્યું. ભક્તો તેમને 'મહારાજ'

અથવા 'શ્રીજી મહારાજ' કહી બોલાવવા લાગ્યા. આ ઘટનાઓ સ્વામિનારાયણ સંપ્રદાયની સ્થાપનામાં ખૂબ જ મહત્વપૂર્ણ છે, કારણ કે ત્યારબાદ શ્રીજી મહારાજે સંપ્રદાયને નવી દિશા આપી.

5. **સહજાનંદ સ્વામીએ (ભગવાન સ્વામિનારાયણ) રામાનંદ સ્વામી પાસેથી કયા બે વરદાન માંગ્યા?**
રામાનંદ સ્વામીએ તેમના બધા શિષ્યોમાંથી સહજાનંદ સ્વામીને પસંદ કરી પોતાની ગાદી સોંપી. તે વખતે સહજાનંદ સ્વામીએ રામાનંદ સ્વામી પાસેથી બે વરદાન માંગ્યા:
1. તમારા ભક્તને એક વીંછી કરડે તેવું દુઃખ થવાનું હોય તો મને રૂંવાડે રૂંવાડે કરોડ વીંછીનું દુઃખ થાય પણ ભક્તને દુઃખ ન થાય.
2. તમારા ભક્તના નસીબમાં રામપત્તર, ભીખ માગવાનું હોય તો તે મને આવે પણ તમારા ભક્ત અન્ન-વસ્ત્રે દુઃખી ન થાય.
રામાનંદ સ્વામીએ રાજી થઈ એ બંને વરદાન આપ્યાં. રામાનંદ સ્વામી ધામમાં ગયા પછી તરત જ શ્રીજીમહારાજે 'સ્વામિનારાયણ' નામનું ભજન શરૂ કરાવ્યું.

6. **શ્રીજી મહારાજે (ભગવાન સ્વામિનારાયણ) દર્શાવેલા ચમત્કારો અને સમાજ સુધારણાં કાર્યો જણાવો.**
શ્રીજી મહારાજે ઘણા ચમત્કારો દર્શાવ્યા, જેમાં અનેક જીવોને સમાધિ કરાવવી, પશુ-પક્ષીઓ અને પાણીમાંના જીવોને ભગવાનનાં દર્શન કરાવવું જેવા અનન્ય કાર્યો સામેલ છે. આ કારણે લોકો તેમને સર્વોપરી ભગવાન તરીકે માનવા લાગ્યા. તેમણે સંતો અને મહંતોને દીક્ષા આપી, અને એક જ રાત્રે પાંચસો પરમહંસો બનાવી, જે સંપ્રદાયના સિદ્ધાંતો ગામેગામ પ્રસરાવવા લાગ્યા. શ્રીજી મહારાજે સામાજિક સુધારણાં માટે મહત્વપૂર્ણ કાર્યો કર્યા, જેમ કે:
1. દુકાળમાં સદાવ્રતો અને અન્નક્ષેત્રો શરૂ કર્યા
2. કૂવા અને તળાવ ખોદાવ્યા
3. અહિંસક યજ્ઞો શરૂ કરીને હિંસામય યજ્ઞો બંધ કરાવ્યા
4. ગરીબો અને અશિક્ષિત લોકોને શિક્ષણ આપ્યું
5. નીચલી જાતિઓમાં રહેલા ખરાબ રિવાજો દૂર કર્યા
6. સ્ત્રીઓ માટે શિક્ષણની વ્યવસ્થા કરી

તેમણે ગુજરાતમાં સુંદર મંદિરો બનાવ્યાં, સંતોને સંસ્કૃત ભણાવી ગ્રંથો લખાવ્યાં અને સત્સંગીઓ માટે જીવનના નિયમો ઘડવા 'શિક્ષાપત્રી' લખી.

7. **શ્રીજી મહારાજે (ભગવાન સ્વામિનારાયણ) પોતાના આશ્રિતો માટે શું વિશેષ આજ્ઞા આપી હતી?**
શ્રીજી મહારાજે તમામ આશ્રિતોને દર વર્ષે એક મહિનો જૂનાગઢ જવાની અને ત્યાં ગુણાતીતાનંદ સ્વામીની વાતો સાંભળવાની આજ્ઞા આપી. તેમણે સંપ્રદાયના આચાર્યત્વ માટે ગોપાળાનંદ સ્વામીની આજ્ઞામાં રહેવા કહ્યું.

8. **શ્રીજી મહારાજનું (ભગવાન સ્વામિનારાયણ) અંતર્ધાન ક્યારે અને ક્યાં થયું?**
શ્રીજી મહારાજ ગઢડામાં દાદાખાચરના દરબારમાં ત્રીસ વર્ષ રહ્યા અને ત્યાં રહી અનેક ભક્તોને અધ્યાત્મિક સુખ આપ્યું તથા લાખો જીવોનું કલ્યાણ કર્યું. તેમનું અંતર્ધાન સંવત 1886ના જેઠ સુદ 10ના દિવસે ગઢડામાં થયું. આજે, તેમના દેહોત્સર્ગ સ્થાને એક સુંદર મંદિર છે, જે ભક્તો માટે પવિત્ર તીર્થસ્થાન રૂપે પ્રસ્થાપિત છે.

]

## <પૂજા>

**Chapter Name: - [**Chapter Name - પૂજા**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

રોજ પૂજા કરવી, નિત્ય પૂજાનું મહત્વ, નિત્ય પૂજા માર્ગદર્શન, સવારની પૂજા કરવાના નિયમો, શિક્ષાપત્રી મુજબ પૂજા કરવી, અક્ષરપુરુષોત્તમ ઉપાસનાની નિયમિત પૂજા વિધિ, પૂજા કર્યા પછી જ બીજું કામ, પૂજા થી મન પવિત્ર અને શાંત બને, પૂજાથી સારા વિચાર આવે છે, પૂજા માં ભગવાનને યાદ કરવા, પૂજા થી આખો દિવસ આનંદ રહે, અંબરીષ રાજાની ભગવાન પ્રત્યેની નિષ્ઠા, વહેલા ઊઠી ભગવાનનું નામ લેવું, શ્રીજી મહારાજ ના ભગવાનની પૂજાના નિયમો, ઉત્તર કે પૂર્વ દિશા તરફ મુખ રાખીને પૂજા કરવા બેસવું, પૂજામાં ભગવાનની મૂર્તિ પધરાવવી, અક્ષર-પુરુષોત્તમ મહારાજ એટલે શ્રીજીમહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી, બી. એ. પી. એસ. સંસ્થાના ગુરુવર્યો, બી. એ. પી. એસ. સંસ્થાના પ્રથમ ગુરુ પૂજ્ય ભગતજી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના સંસ્થાપક પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના આધ્યાત્મિક ગુરુ પૂજ્ય યોગીજી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાને વિશ્વવ્યાપી બનાવનાર પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના પ્રગટ બ્રહ્મસ્વરૂપ પૂજ્ય મહંત સ્વામી મહારાજ, ચંદનનું તિલક કરવું ને કંકુનો ચાંદલો કરવો, ભગવાન અને ગુરુને સંભારવા, ભગવાનને પ્રાર્થના કરવી, આહ્‌વાન-મંત્ર શ્લોક બોલવો, ભગવાનની મૂર્તિ સામું જોઈ એકચિત્તે પાંચ માળા ફેરવવી, શ્રીનીલકંઠ વર્ણીની તપમુદ્રામાં બે કે તેથી વધુ માળા કરવી, પાંચ પ્રદક્ષિણા કરવી, ભગવાનને પ્રાર્થના કરવી, પૂજામાં ભૂલ થઈ હોય તો માફી માંગવી, પુનરાગમન-મંત્ર શ્લોક બોલવો, શ્રીજી મહારાજ દ્વારા રચિત શિક્ષાપત્રી, શિક્ષાપત્રી તેમજ સત્સંગદીક્ષાના પાંચ શ્લોક વાંચવા, ભગવાનને પગે લાગી પૂજા સંકેલી લેવી, નિત્ય પૂજા દ્વારા આધ્યાત્મિક શાંતિ પ્રાપ્ત કરવાની રીત, ભગવાનની પૂજા માટે શ્રેષ્ઠ મંત્ર અને પ્રાર્થના, અક્ષરપુરુષોત્તમ ઉપાસનામાં પૂજા કરવાનું મહત્વ, સત્સંગી જીવન માટે નિત્ય પૂજા, દૈનિક પૂજા માટે યોગ્ય સ્થાન અને પૂજા માટે અનુકૂળ દિશા, પૂજા માટે શુદ્ધતા અને નિયમોનું પાલન, દૈનિક પૂજામાં ધ્યાન અને જપનું મહત્વ, શિક્ષાપત્રીમાં દર્શાવેલા પૂજાના નિયમો, અક્ષરપુરુષોત્તમ ઉપાસનામાં પૂજાના વિવિધ મંત્રો, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક જીવનમાં પૂજાનું સ્થાન, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

આપણને રોજ ખાવા જોઈએ છે. કોઈ દિવસ ખાવાનો કંટાળો આવતો નથી. આપણે રોજ નાહીએ છીએ. રોજ સૂઈએ છીએ. આ બધી ક્રિયા જેમ રોજ કરીએ છીએ, તેમ પૂજા પણ રોજ કરવી જોઈએ. સવારના નાહીને પૂજા કર્યા પછી જ બીજું કાંઈ પણ કામ કરાય. પૂજા કર્યા પહેલાં ઘણા લોકો જમતા પણ નથી, નાસ્તો પણ કરતા નથી. અરે, પાણી પણ પીતા નથી.

સવારના પૂજા કરવાથી આપણું મન પવિત્ર અને શાંત બને છે. આખો દિવસ આપણને સારા વિચાર આવે છે. સવારના પહોરમાં ભગવાનને યાદ કરવાથી આપણો આખો દિવસ આનંદમાં પસાર થાય છે. અંબરીષ મોટા રાજા હતા. તેમને તો રાજ્યનું ઘણું કામ હોય, તો પણ જાતે જ કલાકો સુધી ભગવાનની પૂજા કરતા.

પૂજા કેવી રીતે કરવી તે આપણે જોઈએ.

રોજ સવારે વહેલા ઊઠી ભગવાનનું નામ લેવું. વહેલા ઊઠવાની ટેવ પાડવી જ જોઈએ. ઊઠ્યા પછી શૌચ, દાતણ કરી, નાહવા જવું. નાહતી વખતે પણ 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ' એમ નામ લેતાં નાહવું. નાહીને સ્વચ્છ કપડાં પહેરી પૂજા કરવા બેસવું.

શ્રીજીમહારાજે પૂજા કરવા માટે સુંદર નિયમો કહ્યા છે. ઉત્તર કે પૂર્વ દિશા તરફ મુખ રાખીને પૂજા કરવા બેસવું. પૂજા કરવા સ્વચ્છ ધોયેલું આસન લઈને જ બેસાય. જ્યાં-ત્યાં પૂજા કરવા ન બેસાય.

તે પછી એક સુંદર ધોયેલો રૂમાલ પાથરી તે પર ભગવાનની મૂર્તિ પધરાવવી. પૂજામાં અક્ષર-પુરુષોત્તમ મહારાજની એટલે કે શ્રીજીમહારાજ ને ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ રાખવી. તે સાથે આપણા ગુરુવર્યો પૂજ્ય ભગતજી મહારાજ, પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય યોગીજી મહારાજ, પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજ અને પૂજ્ય મહંત સ્વામી મહારાજની મૂર્તિઓ પધરાવવી.

તે પછી ચોખ્ખું પાણી લઈ, ચંદન ઉતારી તિલક કરવું ને કંકુનો ચાંદલો કરવો. તે પછી આંખ મીંચીને બે મિનિટ ધ્યાન કરવું. ધ્યાન એટલે ભગવાન અને ગુરુને સંભારવા. ધ્યાન કર્યા પછી ભગવાનને પ્રાર્થના કરી બોલાવવા ને કહેવું: 'હે પ્રભુ! તમે પધારીને મારી પૂજા અંગીકાર કરો.'

આ માટેનો શ્લોક (આહ્‌વાન-મંત્ર) બોલવો:

ઉત્તિષ્ઠ સહજાનંદ શ્રીહરે પુરુષોત્તમ ।

ગુણાતીતાક્ષર બ્રહ્મન્ ઉત્તિષ્ઠ કૃપયા ગુરો ॥

આગમ્યતાં હિ પૂજાર્થમ્ આગમ્યતાં મદાત્મતઃ ।

સાન્નિધ્યાદ્ દર્શનાદ્ દિવ્યાત્ સૌભાગ્યં વર્ધતે મમ ॥

- બોલી ભગવાનને નમન કરવું. તે પછી ભગવાનની મૂર્તિ સામું જોઈ એકચિત્તે પાંચ માળા ફેરવવી. જમણા હાથની બીજી આંગળી ઉપર માળા રાખી અંગૂઠાથી મણકા ફેરવવા. માળાના એકસો આઠ મણકા. દરેક મણકે 'સ્વામિનારાયણ' નામ લેવું. મેર આવે એટલે અટકવું. એક માળા પૂરી થઈ. મેરથી પાછા વળીને ફરીને મણકા ફેરવવા. એમ પાંચ માળા કરવી. માળા ફેરવતાં બીજું કાંઈ બોલવું નહીં. તે વખતે બીજા વિચારો પણ કરવા નહીં.

ત્યારબાદ પોતાના આસન પર ઊભા થઈને, બે હાથ ઊંચા કરીને, એક પગે ઊભા ઊભાં માળા ફેરવવી. શ્રીનીલકંઠ વર્ણીની તપમુદ્રામાં બે કે તેથી વધુ માળા કર્યા બાદ પાંચ પ્રદક્ષિણા કરી, પાંચ દંડવત્ કરવા. તે પછી ભગવાનને પ્રાર્થના કરવી અને કહેવું કે 'હે પ્રભુ! કુસંગ થકી મારી રક્ષા કરજો ને આપને રાજી કરી શકાય એવી મને સદ્‌બુદ્ધિ આપજો, જેથી હું સારો સત્સંગી થાઉં. આપને વિશે મને ખૂબ સ્નેહ થાય એવા આશીર્વાદ આપજો ને પૂજા કરવામાં મારી કાંઈ ભૂલ થઈ હોય તો માફ કરજો.'

એમ પ્રાર્થના કરી આ શ્લોક (પુનરાગમન-મંત્ર) બોલવો:

ભક્ત્યૈવ દિવ્યભાવેન પૂજા તે સમનુષ્ઠિતા ।

ગચ્છાથ ત્વં મદાત્માનમ્ અક્ષરપુરુષોત્તમ ॥

તે પછી શિક્ષાપત્રી તેમજ સત્સંગદીક્ષાના પાંચ શ્લોક વાંચવા ને પછી ભગવાનને પગે લાગી પૂજા સંકેલી લેવી.

આ પ્રમાણે નિત્ય પૂજા કરવી, જેથી આપણી બુદ્ધિમાં પ્રકાશ થાય.

]

**FAQ: - [**

1. **નિત્ય પૂજા કરવાનું મહત્વ શું છે?**
   નિત્ય પૂજા કરવાથી આપણું મન પવિત્ર અને શાંત બને છે. સવારમાં ભગવાનનું સ્મરણ કરવાથી આખો દિવસ સકારાત્મક વિચારો સાથે પસાર થાય છે. સવારમાં ભગવાનને યાદ કરવાથી આપણો આખો દિવસ આનંદમાં પસાર થાય છે. જેમ રોજ ખાવું, નાહવું અને સૂવું જરૂરી છે, તેમ રોજ પૂજા કરવી પણ આત્મિક શાંતિ અને આધ્યાત્મિક વિકાસ માટે મહત્વપૂર્ણ છે. નિત્ય પૂજા કરવાથી આપણી બુદ્ધિમાં પ્રકાશ થાય છે. અંબરીષ મોટા રાજા હતા. રાજ્યનું ઘણું કામ હોવા છતાં પણ તેઓ કલાકો સુધી ભગવાન ની પૂજા કરતા.

2. **સ્વામિનારાયણ ભગવાનની શિક્ષાપત્રી પ્રમાણે સાચી રીતે પૂજા કરવાના નિયમો જણાવો.**
   પૂજા કરવા માટે, રોજ સવારે વહેલા ઊઠી ભગવાનનું નામ લેવું અને પછી શૌચ, દાતણ અને સ્નાન કરવું. નાહીને સ્વચ્છ કપડાં પહેરી ઉત્તર કે પૂર્વ દિશામાં મુખ રાખીને પૂજા કરવી. પૂજામાં ધોયેલા રૂમાલ પર ભગવાનની મૂર્તિ પધરાવવી અને ગુરુવર્યોની મૂર્તિઓ પણ સ્થાપિત કરવી. ચંદનથી તિલક-ચાંદલો કરવો, ધ્યાન ધરીને ભગવાનને પ્રાર્થના કરવી અને પછી ભગવાનને પૂજા અંગીકાર કરવા માટે આમંત્રિત કરવું. તે માટે આહ્વાન-મંત્ર શ્લોક બોલવો. તે પછી ભગવાનની મૂર્તિ સામું જોઈ એકચિત્તે પાંચ માળા ફેરવવી. જમણા હાથની બીજી આંગળી ઉપર માળા રાખી અંગૂઠાથી મણકા ફેરવવા. દરેક મણકે 'સ્વામિનારાયણ' નામ લેવું, એમ પાંચ માળા કરવી. માળા ફેરવતાં બીજું કાંઈ બોલવું નહીં કે બીજા વિચારો પણ કરવા નહીં. ત્યારબાદ પોતાના આસન પર ઊભા થઈને, બે હાથ ઊંચા કરીને, એક પગે ઊભાં ઊભાં માળા ફેરવવી. શ્રીનીલકંઠ વર્ણીની તપમુદ્રામાં બે કે તેથી વધુ માળા કર્યા બાદ પાંચ પ્રદક્ષિણા કરી, પાંચ દંડવત્ કરવા. તે પછી ભગવાનને પ્રાર્થના કરવી. ત્યારબાદ પુનરાગમન-મંત્ર શ્લોક બોલવો. તે પછી શિક્ષાપત્રી તેમજ સત્સંગદીક્ષાના પાંચ શ્લોક વાંચવા ને પછી ભગવાનને પગે લાગી પૂજા સંકેલી લેવી.

3. **બી. એ. પી. એસ. ની પૂજામાં કઈ મૂર્તિઓ પધરાવવી જોઈએ?**
   બી. એ. પી. એસ. ની પૂજામાં એક ધોયેલા રૂમાલ પર ભગવાનની મૂર્તિ પધરાવવી. મુખ્યત્વે અક્ષર-પુરુષોત્તમ મહારાજની, એટલે કે શ્રીજીમહારાજ અને ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ સ્થાપિત કરવી. ત્યારબાદ, આપણા ગુરુવર્યો જેમ કે પૂજ્ય ભગતજી મહારાજ, પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય યોગીજી મહારાજ, પૂજ્ય પ્રમુખસ્વામી મહારાજ અને પૂજ્ય મહંત સ્વામી મહારાજની મૂર્તિઓ પણ પધરાવવી જોઈએ.

4. **બી. એ. પી. એસ. ની પૂજાનો આહ્વાન-મંત્ર અને તેનું મહત્વ જણાવો.**
   બી. એ. પી. એસ. ની પૂજાનો આહ્વાન-મંત્ર આ પ્રમાણે છે:
   ઉત્તિષ્ઠ સહજાનંદ શ્રીહરે પુરુષોત્તમ ।
   ગુણાતીતાક્ષર બ્રહ્મન્ ઉત્તિષ્ઠ કૃપયા ગુરો ॥
   આગમ્યતાં હિ પૂજાર્થમ્ આગમ્યતાં મદાત્મતઃ ।
   સાન્નિધ્યાદ્ દર્શનાદ્ દિવ્યાત્ સૌભાગ્યં વર્ધતે મમ ॥

આહ્વાન-મંત્ર દ્વારા આપણે ભગવાન અને ગુરુને પૂજામાં પધારવા માટે આમંત્રિત કરીએ છીએ. આ મંત્ર બોલવાથી ભગવાન અને ગુરુની ઉપસ્થિતિ પૂજામાં અનુભવી શકાય છે, જેનાથી પૂજા વધુ પવિત્ર અને ફળદાયી બને છે. આ મંત્રના ઉચ્ચારણથી ભગવાનના સાન્નિધ્યથી દિવ્ય આનંદ અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.

### 5. પૂજા પછી ભગવાનને કઈ પ્રાર્થના કરવી જોઈએ?

પૂજા કર્યા પછી ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ કે, 'હે પ્રભુ! કુસંગ થકી મારી રક્ષા કરજો ને આપને રાજી કરી શકાય એવી મને સદ્બુદ્ધિ આપજો, જેથી હું સારો સત્સંગી થાઉં. આપને વિશે મને ખૂબ સ્નેહ થાય એવા આશીર્વાદ આપજો ને પૂજા કરવામાં મારી કાંઈ ભૂલ થઈ હોય તો માફ કરજો.' આ પ્રાર્થના દ્વારા આપણે ભગવાન સમક્ષ ભાવપૂર્વક નમ્રતા વ્યક્ત કરી તેમની કૃપા પ્રાપ્ત કરીએ છીએ.

### 6. બી. એ. પી. એસ. ની પૂજાનો પુનરાગમન-મંત્ર અને તેનું મહત્વ જણાવો.

બી. એ. પી. એસ. ની પૂજાનો પુનરાગમન -મંત્ર આ પ્રમાણે છે:

ભક્ત્યૈવ દિવ્યભાવેન પૂજા તે સમનુષ્ઠિતા ।
ગચ્છાથ ત્વં મદાત્માનમ્ અક્ષરપુરુષોત્તમ ॥

પૂજાના અંતે પુનરાગમન-મંત્ર બોલવાથી આપણે ભગવાનને વિદાય આપીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે તેઓ ફરીથી પૂજા કરીએ ત્યારે પધારે. આ મંત્ર દ્વારા આપણે ભગવાનને કહીએ છીએ કે, 'હે અક્ષરપુરુષોત્તમ! ભક્તિ અને દિવ્યભાવથી કરવામાં આવેલી આ પૂજાનો તમે સ્વીકાર કરો અને હવે મારા અંતરમાં નિવાસ કરો.' આ મંત્રના પાઠથી પૂજાનું સમાપન થાય છે અને ભગવાનની કૃપા પ્રાપ્ત થાય છે.

]

# <શૂરવીર બાલભક્ત>

**Chapter Name: - [**Chapter Name - શૂરવીર બાલભક્ત**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

શ્રીજી મહારાજનો (ભગવાન સ્વામિનારાયણ) શૂરવીર બાલભક્ત, બાલભક્તની અખંડ શ્રદ્ધા અને નિષ્ઠા, બાલભક્ત રોજ પૂજા કરે, બાલભક્ત મંદિરે જાય અને ભજન-ભક્તિ કરે, બાલભક્ત તિલક-ચાંદલો કરે, બાલભક્તની શ્રેષ્ઠ ભક્તિ, ભગવાન સ્વામિનારાયણનું નામ અને કંઠી ક્યારેય મૂકવી નહીં, ભગવાનની ભક્તિ મૂકવી જ નહીં, બાલભક્તનું મજબૂત મનોબળ, સાચા સત્સંગીની નિષ્ઠા, ભક્તિનો પરમ સત્ય માર્ગ, સત્સંગ માટે અડગ સંકલ્પ, સ્વામિનારાયણ નામની મહત્તા, ધર્મપથ પર અવિચળ શ્રદ્ધા, ભગવાન પ્રત્યે અતૂટ ભક્તિભાવ, પ્રભુભક્તિ માટે અપાયેલી અગ્નિપરીક્ષા, સ્વામિનારાયણ સંપ્રદાયની નિષ્ઠા, દિવ્ય સંતોનો સત્સંગ પ્રચાર, ભક્તિમાં અવિચળ વિશ્વાસ અને સમર્પણ, સ્વામિનારાયણ સંપ્રદાયની આદર્શ ભક્તિ, પરમાત્મા પ્રત્યેનો ભક્તનો અવિચળ પ્રેમ, અખંડ ભક્તિ અને આધ્યાત્મિક પથ, સંતો દ્વારા અપાયેલ દિવ્ય માર્ગદર્શન, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

શ્રીજીમહારાજના સંતો સત્સંગ કરાવવા ગામોગામ ફરતા. જામનગર તાબાના એક ગામમાં એવી રીતે સત્સંગ કરાવેલો. તેમાં એક ખેડૂતનો છોકરો પણ વર્તમાન ધરાવી સત્સંગી થયો. આ બાલભક્ત રોજ પૂજા કરે, તિલક-ચાંદલો કરે, મંદિરે જાય અને ભજન-ભક્તિ કરે.

તેના બાપા સત્સંગી ન હતા. તેને આ બધું ન ગમે. તે રોજ પોતાના દીકરાને સ્વામિનારાયણનું નામ લેવાની ના કહે, પણ છોકરો સાચો સત્સંગી હતો. બાપા રોજ સમજાવે. પછી લલચાવે, ધમકાવે અને ક્યારેક મારે પણ ખરા, પણ છોકરો તો ભક્તિમાંથી ડગે જ નહીં.

એક વખત તેના બાપાને બહુ જ ગુસ્સો ચડ્યો. તેણે તેના દીકરાને કહ્યું કે 'હવે તું સ્વામિનારાયણનું નામ લઈશ તો હું તને મારી નાખીશ.'

છોકરો કહે: 'ગમે તે થાય, હું તો ભગવાનનું નામ લેવાનું મૂકીશ જ નહીં.'

બાપાએ તો છોકરાને જોતરે બાંધ્યો અને કહ્યું કે 'જો તું સ્વામિનારાયણની કંઠી મૂકી દે, તો તને છોડીશ. નહીં તો ગાડું ઉલાળીને તને મારી નાંખીશ.'

છોકરો તો જરા પણ ડગ્યો નહીં. તેણે કહ્યું કે 'હું સ્વામિનારાયણનું નામ અને કંઠી ક્યારેય નહીં મૂકું. ભલે મોત આવે.'

અને તેના બાપાએ તો સાચે જ ગાડું ઉલાળ્યું. છોકરાને ગળે ફાંસો આવ્યો અને તે 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ' બોલતો ધામમાં ગયો.

શ્રીજીમહારાજે ગઢડામાં આ વાત સાંભળી. ત્યારે મહારાજ કહે: 'છોકરો સાચો ભક્ત કહેવાય. પ્રહ્લાદની તો ભગવાને રક્ષા કરી ત્યારે ભક્તિ કરી, જ્યારે આની તો ભગવાને રક્ષા ન કરી તો પણ ભક્તિ કરી, અને તેનો બાપ તો હિરણ્યકશિપુ જેવો કહેવાય.'

માટે ભગવાન આપણી રક્ષા ન કરે કે ગમે તેવાં દુઃખ આવી પડે પણ ભગવાનની ભક્તિ મૂકવી જ નહીં. કંઠી છોડવી જ નહીં. ભગવાનનું નામ મૂકવું જ નહીં. આપણે સૌએ આવા સાચા ભક્ત થવાનું છે.

**]**

**FAQ: - [**

1. **શ્રીજીમહારાજના સંતોના સત્સંગથી ખેડૂતનો છોકરો કેવી રીતે પ્રભાવિત થયો?**
   શ્રીજીમહારાજના સંતો ગામોગામ ફરીને સત્સંગ કરાવતા હતા. એક વખત તેઓ જામનગર તાબાના એક ગામમાં આવ્યા અને સત્સંગ કરાવ્યો. આ સત્સંગથી એક ખેડૂતનો છોકરો ખૂબ પ્રભાવિત થયો અને સાચો સત્સંગી બન્યો. તે રોજ પૂજા કરતો, તિલક-ચાંદલો કરતો, મંદિરે જતો અને ભજન-ભક્તિમાં રત રહેતો.

2. **શૂરવીર બાલભક્ત સ્વામિનારાયણની ભક્તિ માટે કેટલો અડગ હતો?**
   શૂરવીર બાલભક્ત સાચો સત્સંગી હતો અને ભક્તિમાંથી કદી પણ ડગતો નહીં. તેના બાપા સત્સંગી ન હતા અને દીકરાને સ્વામિનારાયણનું નામ લેતા રોકતા. તે ધમકીઓ આપતા, લલચાવતા, સમજાવતા અને ક્યારેક મારતાં પણ, પરંતુ છોકરો ભક્તિમાં અડગ રહ્યો. એક વખત તેના બાપાને ખૂબ ગુસ્સો આવ્યો અને તેણે ધમકી આપી કે જો દીકરો સ્વામિનારાયણનું નામ લેશે, તો તેને મારી નાખશે. છતાં, છોકરાએ નિર્ભયતાથી જવાબ આપ્યો કે ગમે તે થાય, તે ભગવાનનું નામ લેવાનું ક્યારેય છોડશે નહીં.

3. **શૂરવીર બાલભક્તે ભક્તિ માટે કઈ અંતિમ પરીક્ષા આપી?**
   શૂરવીર બાલભક્તે ભક્તિ માટે સૌથી કઠિન પરીક્ષા આપી. તેના બાપાએ તેને સ્વામિનારાયણની કંઠી મૂકી દેવા માટે દબાણ કર્યું, પણ છોકરો અડગ રહ્યો. બાપાએ ગમેતેટલી ધમકી આપી, પણ દીકરાએ ભગવદ્ભક્તિ છોડવાની ના પાડી. અંતે, ગુસ્સે ભરાયેલા બાપાએ તેને જોતરે બાંધી દીધો અને ગાડું ઉલાળીને તેને મારી નાખવાનો પ્રયાસ કર્યો. છોકરો અંતિમ ક્ષણ સુધી "સ્વામિનારાયણ, સ્વામિનારાયણ" બોલતો રહ્યો અને ભક્તિ સાથે ધામમાં વિલીન થઈ ગયો. આ ઘટનાએ તેની અખંડ શ્રદ્ધા અને સત્યનિષ્ઠા દર્શાવી.

4. **શ્રીજીમહારાજે શૂરવીર બાલભક્તની ભક્તિને પ્રહ્લાદ સાથે કેમ સરખાવી?**
   શ્રીજીમહારાજે જ્યારે ગઢડામાં ખેડૂતના દીકરાની વાત સાંભળી, ત્યારે તેમણે કહ્યું કે આ છોકરો સાચો ભક્ત છે. પ્રહ્લાદે પણ ભગવાન પ્રત્યે અખંડ ભક્તિ રાખી હતી, પણ તેની રક્ષા ભગવાન વિષ્ણુએ કરી. જ્યારે આ છોકરાને કોઈ રક્ષા આપનાર નહોતું, છતાં તે અડગ રહી ભક્તિ પર ટક્યો. મહારાજે છોકરાના બાપાની તુલના હિરણ્યકશિપુ સાથે કરી, કારણ કે હિરણ્યકશિપુએ પ્રહ્લાદને ભગવાનનું નામ લેવા માટે ત્રાસ આપ્યો હતો, એમ જ આ છોકરાના બાપાએ પણ તેને

# <ભાલની બીબડી>

**Chapter Name: - [**Chapter Name - ભાલની બીબડી**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

ભાલ દેશમાં સોઢી ગામમાં મુસલમાન બાઈ – ભાલની બીબડી, ભગવાન સ્વામિનારાયણનો દયાળુ સ્વભાવ, અક્ષરધામ – ભગવાન સ્વામિનારાયણનું દિવ્ય ધામ, ભાલની બીબડીની ભગવાન પ્રત્યેની નિષ્ઠા, ભગવાન સ્વામિનારાયણની અનંત કૃપા અને દયા, ભગવાન સ્વામિનારાયણનો સિદ્ધાંત-સર્વધર્મ સમભાવ અને એકતા, અક્ષરધામમાં પ્રાપ્તિ માટે ભક્તિ માર્ગ, સનાતન ધર્મના મૂલ્યો અને સત્સંગની મહત્તા, કૃપાળુ ભગવાનની ભક્તિ અને સિદ્ધાંત, ભાલની બીબડીની શ્રદ્ધા અને ભગવાનનો ઉદ્ધાર, ભક્તિ અને સમર્પણનું અનોખું ઉદાહરણ, ભક્ત બીબડીની દિવ્ય ભક્તિ અને અક્ષરધામ પ્રાપ્તિ, ભગવાન સ્વામિનારાયણનું વચન અને તેનું પાલન, ભાલની બીબડીની અનન્ય ભક્તિ, ભક્ત બીબડીની પ્રાર્થના અને શ્રીજીમહારાજનું (ભગવાન સ્વામિનારાયણ) વચન, સત્સંગમાં ભક્ત બીબડીની કથા અને તેની મહત્તા, શ્રીજી મહારાજના (ભગવાન સ્વામિનારાયણ) ભક્ત બીબડી પર અસીમ આશીર્વાદ, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

ભગવાન તો બહુ દયાળુ છે. તેમની દયાનો પાર નથી. જે કોઈ તેમની થોડી પણ સેવા પ્રેમથી કરે તેનો તે ઉદ્ધાર કરે છે. પછી તે ગમે તે જાતનો હોય. હિંદુ હોય કે મુસલમાન, ખ્રિસ્તી હોય કે પારસી, સ્ત્રી હોય કે પુરુષ કે બાળક; ભગવાન સૌનું કલ્યાણ કરે છે.

ભાલ દેશમાં સોઢી નામે ગામમાં એક મુસલમાન બાઈ રહે. તેણે પોતાના આંગણામાં બાવળિયો ઉછેર્યો હતો. એને રોજ લીલાં દાતણ થાય. કોઈ દાતણ માગે તો તે બાઈ દાતણ આપે નહીં અને કહે કે 'આ દાતણ તો ખુદા માટે છે.'

એક વખત શ્રીજીમહારાજ ફરતાં ફરતાં ત્યાં આવ્યા. ગામને પાદર તળાવ છે ત્યાં નાહવા રોકાયા.

શ્રીજીમહારાજે સુરાખાચરને કહ્યું કે 'સુરાખાચર! દાતણ લઈ આવો.'

સુરાખાચર કહે: 'મહારાજ! આ ભાલ સૂકો દેશ, અહીં દાતણ ક્યાંથી મળે?'

મહારાજ કહે: 'જાઓ તો ખરા.'

સુરાખાચર ગયા. ગામમાં જ બીબીને ત્યાં બાવળિયો જોયો અને દાતણ માગ્યું. બીબી કહે: 'આ ભાલમાં બાવળનું દાતણ માગે એવો કોણ રસિયો છે?'

સુરાખાચર કહે: 'અમારા ભગવાન છે.'

બીબી કહે: 'આ દાતણ તો ખુદાને માટે છે અને એ જો ખુદા હોય તો હું જાતે દાતણ આપવા આવું.'

એમ કહી તે સુરાખાચરની સાથે આવી. મહારાજને દાતણ આપ્યું અને મહારાજને પ્રાર્થના કરી કે 'હે સ્વામિનારાયણ! મને અંત સમયે તેડવા આવજો.'

મહારાજ કહે: 'ભલે.'

અને સાચે જ, એનો દેહ પડવાનો થયો ત્યારે કૃપાળુ ભગવાન એ જ દાતણ લઈને પોતાનું વચન પાળવા પધાર્યા અને બીબીને અક્ષરધામમાં લઈ ગયા. કેવા દયાળુ ભગવાન!

]

**FAQ: - [**

1. **ભગવાનની કૃપાદ્રષ્ટિ કેવી રીતે વરસે છે?**
   ભગવાન તો બહુ દયાળુ છે. તેમની દયાનો પાર નથી. જે કોઈ તેમની થોડી પણ સેવા પ્રેમથી કરે તેનો તે ઉદ્ધાર કરે છે. પછી તે ગમે તે જાતનો હોય. હિંદુ હોય કે મુસલમાન, ખ્રિસ્તી હોય કે પારસી, સ્ત્રી હોય કે પુરુષ કે બાળક; ભગવાન સૌનું કલ્યાણ કરે છે.

2. **ભાલની બીબડીની સ્વામિનારાયણ ભગવાન પ્રત્યેની ભક્તિ અને નિષ્ઠાનો જણાવો.**
   ભાલની બીબી ખુદાના માટે દાતણ રાખતી હતી અને તે કોઈને આપતી નહોતી. જ્યારે સુરાખાચરે કહ્યું કે દાતણ તેમના ભગવાન માટે જોઈએ છે, ત્યારે બીબીને આશ્ચર્ય થયું. તેણીએ નિર્ણય લીધો કે જો એ સાચા ભગવાન હોય, તો તે જાતે જ દાતણ આપવા જશે. આ તેના શ્રદ્ધા અને સત્પ્રવૃતિનો દાખલો છે. આ પ્રસંગ ભાલની બીબડીની ભગવાન પ્રત્યેની ભક્તિ અને નિષ્ઠા દર્શાવે છે.

3. **ભગવાન શ્રીજી મહારાજે (ભગવાન સ્વામિનારાયણ) ભાલની બીબી પર કેવી કૃપા કરી?**
   ભાલની બીબીની નિષ્ઠા અને ભક્તિથી પ્રસન્ન થઈ શ્રીજી મહારાજે તેને વચન આપ્યું કે તેઓ તેને અંત સમયે લેવા આવશે. જ્યારે બીબીનો દેહ છોડવાનો સમય આવ્યો, ત્યારે કૃપાળુ ભગવાન એ જ દાતણ લઈને પોતાનું વચન પાળવા આવ્યા અને તેને અક્ષરધામ લઈ ગયા. આ ઘટનાથી ભગવાનની અતુલ્ય દયા અને વચનપાલનનું મહત્વ પ્રગટ થાય છે.

4. **ભાલની બીબીની કથાથી આપણે શું શીખી શકીએ છીએ?**
   ભાલની બીબીની કથાથી આપણે શ્રદ્ધા, નિષ્ઠા અને સમર્પણનું મહત્વ શીખી શકીએ છીએ. બીબીની અનન્ય ભક્તિ દર્શાવે છે કે ભગવાન કોઈ ભેદભાવ કરતા નથી અને જે કોઈ સાચા હૃદયથી તેમની શરણાગતિ કરે, તેઓ તેનો ઉદ્ધાર કરે છે. આ કથા આપણને સત્કર્મ, સત્યનિષ્ઠા અને ભગવાન પર અટલ વિશ્વાસ રાખવાનો પ્રેરણાદાયી પાઠ આપે છે.

]

## < અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી >

**Chapter Name: - [**Chapter Name - અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી, શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના મહાન સંત, અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામીનું જીવનચરિત્ર, મૂળજી શર્માના જીવનપ્રસંગો, શ્રીજીમહારાજના પ્રિય સંત - ગુણાતીતાનંદ સ્વામી, સ્વામિનારાયણ પરંપરાના આદર્શ સંત- ગુણાતીતાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ અને ઉપદેશ, કાઠિયાવાડમાં જોડિયા બંદરની બાજુમાં ભાદરા ગામ, ભાદરા ગામને પાદર ઊંડ નદી, પવિત્ર બ્રાહ્મણ ભોળાનાથ શર્મા, ભોળા અને ધર્મિષ્ઠ ભોળાનાથ શર્મા, મીઠાં અને ભક્તિવાળાં સાકરબાઈ, ભોળાનાથ શર્મા અને સાકરબાઈ આત્માનંદ સ્વામીનાં શિષ્ય, આત્માનંદ સ્વામીના આશીર્વાદ - અક્ષરબ્રહ્મ પુત્રરૂપે જન્મશે, 1841ના આસો સુદિ પૂનમ – શરદપૂર્ણિમા, રામાનંદ સ્વામીએ ભોળાનાથના પુત્રનું નામ 'મૂળજી' પાડ્યું, મૂળજી ના પિતા ભોળાનાથ શર્મા, મૂળજી ના માતા સાકરબાઈ, મૂળજી - બહુ હોશિયાર અને ભક્તિભાવ વાળો સ્વભાવ, મૂળજીમાં ઠાકોરજીનાં દર્શન, ઘનશ્યામ પ્રભુને જનોઈનો ઉત્સવ, આઠ વર્ષની ઉંમરે મૂળજીને જનોઈ, ભગવાનનું નામ બાળપણથી લેવું જોઈએ, શ્રીજીમહારાજે મૂળજીને દર્શન દીધાં, સંવત 1866માં પોષ સુદ 15, ડભાણમાં યજ્ઞ કરીને મૂળજી ભક્તને સાધુની દીક્ષા, મૂળજી ભક્ત એ જ ગુણાતીતાનંદ સ્વામી, તપસ્વી અને સેવાભાવી - ગુણાતીતાનંદ સ્વામી, શ્રીજીમહારાજનો મહિમા સૌને સમજાવતા - ગુણાતીતાનંદ સ્વામી, શ્રીજીમહારાજની તમામ આજ્ઞાનું ઉત્સાહથી પાલન કરનાર - ગુણાતીતાનંદ સ્વામી, જૂનાગઢમાં સ્વામિનારાયણ મંદિર, જૂનાગઢના મહંત ગુણાતીતાનંદ સ્વામી, દર વર્ષે એક મહિનો ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરવો, જેઠ સુદ દશમ – શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) સ્વધામ ગમન દિન, આચાર્ય મહારાજ ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરતા, ગોપાળાનંદ સ્વામી અને મોટા સંતો પણ ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરતા, ગુણાતીતાનંદ સ્વામીના શિષ્યો: ભગતજી મહારાજ - જાગા ભક્ત – બાળમુકુંદદાસજી – યોગેશ્વરદાસજી - રઘુવીરજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજના ગુરુ ભગતજી મહારાજ, ગુણાતીતાનંદ સ્વામીની વાતનો ગ્રંથ - સ્વામીની વાતું, ગુણાતીતાનંદ સ્વામી ચાળીસ વર્ષ જૂનાગઢ રહ્યા, આષાઢી સંવત 1924ના આસો સુદિ 12ની રાત્રે પોણા વાગ્યે - ગુણાતીતાનંદ સ્વામી સ્વધામ ગમન, ગોંડળમાં ગુણાતીતાનંદ સ્વામી સ્વધામ પધાર્યા, ગોંડળમાં 'અક્ષર દેરી' નું મહાત્મ્ય, ગોંડળમાં શાસ્ત્રીજી મહારાજે બાંધેલું મંદિર - 'અક્ષર મંદિર', 'અક્ષર મંદિર' નું બી. એ. પી. એસ. સંસ્થામાં અપાર મહત્વ, જૂનાગઢ મંદિરના પ્રથમ મહંત અને તેમના કાર્યો, મૂળજી શર્મા થી ગુણાતીતાનંદ સ્વામી બનવા સુધીનો પ્રવાસ, ગુણાતીતાનંદ સ્વામીના જીવનના પ્રેરણાદાયક પ્રસંગો, સ્વામિનારાયણ ભગવાન અને ગુણાતીતાનંદ સ્વામીના સંબંધ, ગુણાતીતાનંદ સ્વામીની તપશ્ચર્યા અને સત્સંગ પ્રચાર પ્રવૃતિઓ, ગુણાતીતાનંદ સ્વામી દ્વારા સત્સંગના મૂલ્યોનું પ્રચાર-પ્રસાર, જ્ઞાન - ભક્તિ અને વૈરાગ્યના પ્રતિક ગુણાતીતાનંદ સ્વામી, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) આજ્ઞાધારી સંત અને તેમની સેવા, અક્ષરબ્રહ્મના તત્વજ્ઞાનના પ્રસારક ગુણાતીતાનંદ સ્વામી, સંત પરંપરામાં ગુણાતીતાનંદ સ્વામીની વિશેષ ભૂમિકા, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) અને ગુણાતીતાનંદ સ્વામીનો અક્ષર-પુરુષોત્તમ સંબંધ, જૂનાગઢમાં ગુણાતીતાનંદ સ્વામીની કથાઓ અને વાણી, ગુણાતીતાનંદ સ્વામી અને તેમના શિષ્યોનો આધ્યાત્મિક વારસો, સ્વામિનારાયણ સંપ્રદાયમાં અક્ષરબ્રહ્મ તત્વના પ્રચારક, ગુણાતીતાનંદ સ્વામી દ્વારા નાગરો અને મુસ્લિમોને ધર્મમાં પરાવર્તિત કરવું, સ્વામિનારાયણ સંપ્રદાયમાં બ્રહ્મસ્વરૂપ સંતની પરિભાષા, સંત પરંપરામાં ગુણાતીતાનંદ સ્વામીના અસાધારણ કાર્ય, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

કાઠિયાવાડમાં જોડિયા બંદર બહુ જાણીતું છે. તેની બાજુમાં ભાદરા નામનું રળિયામણું ગામ છે. ગામને પાદર ઊંડ નદી વહે છે. નદીને કિનારે આંબા, આંબલી, વડ, પીપળા, જાંબુ વગેરે સુંદર ઝાડોનું એક વન છે.

ત્યાં આજથી લગભગ બસો વર્ષ પહેલાં ભોળાનાથ શર્મા નામના એક પવિત્ર બ્રાહ્મણ રહેતા હતા. તેમની પત્નીનું નામ સાકરબાઈ.

ભોળાનાથ, જેવું તેમનું નામ તેવા જ સ્વભાવે ભોળા અને ધર્મિષ્ઠ. સાકરબાઈ પણ જેવું તેમનું નામ તેવાં જ સ્વભાવે મીઠાં અને ભક્તિવાળાં. તેઓ આત્માનંદ સ્વામીનાં શિષ્ય. ઘણાં વર્ષ થયાં તેમને પુત્ર નહીં. આથી, આત્માનંદ સ્વામીએ તેમને આશીર્વાદ આપી કહ્યું: 'તમારે ત્યાં અક્ષરબ્રહ્મ પુત્રરૂપે જન્મશે.'

ત્યારપછી થોડા સમયે સંવત 1841ના આસો સુદિ પૂનમ - શરદપૂર્ણિમાને દિવસે ભોળાનાથને ત્યાં એક પુત્રનો જન્મ થયો. રામાનંદ સ્વામીએ ભોળાનાથના આ પુત્રનું નામ 'મૂળજી' પાડ્યું.

મૂળજી નાનપણથી જ બહુ હોશિયાર. બાળપણથી જ મૂળજીમાં ભક્તિભાવ બહુ.

મૂળજી ચાર વર્ષના થયા ત્યારે એક દિવસ તેમની માતાને કહે: 'મા! મા! મને દૂધ આપો ને!'

માતાએ કહ્યું: 'ઊભા રહો, ઠાકોરજીને ધરાવીને હમણાં આપું છું.'

એટલે મૂળજી તરત બોલ્યા: 'અમે પીએ છીએ તે ભેળા ઠાકોરજી પણ પીએ છે,' એમ કહી મૂળજી બધું દૂધ પી ગયા. તે વખતે તેમની માતાને મૂળજીમાં ઠાકોરજીનાં દર્શન થયાં. મૂળજીને દૂધ પાઈ સંતોષપૂર્વક પાછા જતાં સાકરબાએ ઠાકોરજી તરફ દૃષ્ટિ કરી, ત્યારે ઠાકોરજીના હોઠ ઉપર દૂધ પીધાની સફેદ ઝીણી રેખા તેમણે જોઈ. તેમના આનંદનો પાર ન રહ્યો.

એક દિવસ સવારે મૂળજી તેમની માતાને કહે: 'મા! આજે જનોઈનાં ગીત ગાઓ ને!'

ત્યારે માતુશ્રી કહે: 'શા માટે?'

મૂળજી કહે: 'ઘનશ્યામ પ્રભુ પૃથ્વી પર પ્રગટ્યા છે. આજે તો અયોધ્યામાં ધર્મદેવને ઘેર ઘનશ્યામ પ્રભુને જનોઈ દેવાય છે. એ ઘનશ્યામ પ્રભુ તો અમારા ભગવાન છે. માટે તમે જનોઈનાં ગીત ગાઓ.'

માતા સાકરબાઈ તો આ સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયાં અને જનોઈનાં ગીતો ગાવા લાગ્યાં.

માતા સાકરબાઈ ઘણી વાર મૂળજીને નાના ભાઈ સુંદરજીનું પારણું હીંચકાવવા કહે. મૂળજી પારણું હીંચકાવતાં હીંચકાવતાં કહે: 'મા! મારે તો સાધુ થવું છે ને આ સુંદરજી પણ સાધુ થશે.'

આઠ વર્ષની ઉંમરે મૂળજીને જનોઈ આપી.

કોઈ કોઈ વાર મૂળજીના પિતાશ્રી મૂળજીને કહેતા: 'મૂળજી! તમે હજુ બહુ નાના છો. માટે રમો, ખેલો, કૂદો, ખાઈ-પીને મજા કરો.'

ત્યારે મૂળજી જવાબ આપતા કે 'આપણે ક્યારે મરી જઈશું તેની ક્યાં કોઈને ખબર છે? માટે ભગવાનનું નામ બાળપણથી લેવું જોઈએ.'

એક દિવસ ખેતરમાં શેરડીના વાઢમાં મૂળજી કામ કરતા હતા, ત્યાં શ્રીજીમહારાજે દર્શન દીધાં અને કહ્યું: 'આપણે શું કરવા આવ્યા છીએ ને શું થાય છે? આ જગતમાં બ્રહ્મતેજ તો સુકાઈ ગયું છે, હવે ચાલી નીકળો.'

આ સાંભળી મૂળજી તે જ વખતે ઘર છોડીને શ્રીજીમહારાજ પાસે ચાલ્યા ગયા.

થોડા વખત પછી સંવત 1866માં પોષ સુદ 15ને દિવસે શ્રીજીમહારાજે ડભાણમાં યજ્ઞ કરીને મૂળજી ભક્તને સાધુની દીક્ષા આપી અને 'ગુણાતીતાનંદ સ્વામી' નામ પાડ્યું.

ગુણાતીતાનંદ સ્વામી બહુ જ તપસ્વી અને સેવાભાવી હતા. વૃદ્ધ અને માંદા સાધુની તેઓ બહુ જ સેવા કરતા. તેઓ વાતો બહુ જ સારી કરતા અને શ્રીજીમહારાજનો મહિમા સૌને સમજાવતા. શ્રીજીમહારાજની તમામ આજ્ઞાનું તેઓ ઉત્સાહથી પાલન કરતા. આથી, મહારાજ તેમના ઉપર બહુ જ પ્રસન્ન રહેતા.

શ્રીજીમહારાજે જૂનાગઢમાં મંદિર કરવાની શરૂઆત કરી. મંદિરનું બાંધકામ શરૂ થયું એટલે શ્રીજીમહારાજ કહે: 'ભાદરાવાળા ગુણાતીતાનંદ સ્વામીને બોલાવો.' આથી, મુક્તાનંદ સ્વામી ગુણાતીતાનંદ સ્વામીને બોલાવી આવ્યા. તે વખતે શ્રીજીમહારાજે પોતે પહેરેલો હાર કાઢીને ગુણાતીતાનંદ સ્વામીને પહેરાવ્યો અને કહ્યું: 'આ અમારા જૂનાગઢના મહંત.' એમ કહી ગુણાતીતાનંદ સ્વામીને જૂનાગઢના મહંત બનાવ્યા.

શ્રીજીમહારાજ જ્યારે સ્વધામ પધારવાના હતા, ત્યારે તેમણે જૂનાગઢ સ્વામીને પત્ર લખીને બોલાવ્યા. પત્ર મળતાં તરત જ સ્વામી રોજના સાઠ માઈલ ચાલીને ગઢપુર પહોંચ્યા. દંડવત્ કરીને શ્રીજીમહારાજ પાસે બેઠા. શ્રીજીમહારાજ તેમને જોઈને બહુ રાજી થયા.

ત્યારે શ્રીજીમહારાજે દરેક સાધુ અને હરિભક્તને દર વર્ષે એક મહિનો ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરવો એવી આજ્ઞા કરી. પછી જેઠ સુદ દશમને દિવસે શ્રીજીમહારાજ સ્વધામ પધાર્યા.

પછી સ્વામી જૂનાગઢ ગયા અને મંદિરનું બાંધકામ પૂરું કર્યું. નવી ધર્મશાળાઓ કરી. તેઓ પહેલેથી જ બહુ સાદા અને સેવાભાવી હતા. મંદિરનું દરેક કામ જાતે કરતા. વાસીદું પણ કાઢતા. હંમેશાં દાળ, રોટલો, છાશ, ખીચડી જેવો સાદો ખોરાક જ લેતા. દૂધ, ઘી કે મિષ્ટાન્ન ક્યારેય ખાતા નહીં. હંમેશાં ઉઘાડે પગે ચાલતા અને ઠંડા પાણીથી સ્નાન કરતા.

તેમણે ત્યાંના મુસલમાન રાજા તથા કેટલાય નાગરોને હરિભક્ત બનાવ્યા. સ્વામી હરિભક્તોને બહુ વાતો કરતા અને આનંદ કરાવતા. આચાર્ય મહારાજ, ગોપાળાનંદ સ્વામી અને મોટા સંતો પણ સમાગમ કરવા જૂનાગઢ આવતા. તેમના શિષ્યોમાં ભગતજી મહારાજ, જાગા ભક્ત, બાળમુકુંદદાસજી, યોગેશ્વરદાસજી, રઘુવીરજી મહારાજ મુખ્ય હતા. ભગતજી મહારાજ શાસ્ત્રીજી મહારાજના ગુરુ હતા.

ગુણાતીતાનંદ સ્વામીની વાતનો ગ્રંથ 'સ્વામીની વાતું'ના નામે પ્રખ્યાત છે.

સ્વામી ચાળીસ વર્ષ જૂનાગઢ રહ્યા. પછી ફરતાં ફરતાં ગોંડળ આવ્યા. ગોંડળમાં હરિભક્તોને આનંદ કરાવી, આષાઢી સંવત 1924ના આસો સુદિ 12ની રાત્રે પોણા વાગ્યે સ્વધામ પધાર્યા.

પછી તેમના શરીરને અત્યારે જ્યાં 'અક્ષર દેરી' છે ત્યાં સૌ સંત-હરિભક્તોએ અગ્નિસંસ્કાર કર્યો. તે દેરી પર શાસ્ત્રીજી મહારાજે બાંધેલું મંદિર 'અક્ષર મંદિર' નામે પ્રખ્યાત છે.
]

**FAQ: - [**

1. **ગુણાતીતાનંદ સ્વામીનો જન્મ ક્યારે અને ક્યાં થયો હતો?**
   ગુણાતીતાનંદ સ્વામીનો જન્મ સંવત 1841ના આસો સુદ પૂર્ણિમા (શરદપૂર્ણિમા) દિવસે ભાદરા ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ભોળાનાથ શર્મા અને માતાનું નામ સાકરબાઈ હતું. તેઓ એક પવિત્ર અને ધાર્મિક બ્રાહ્મણ દંપતિ હતા. આત્માનંદ સ્વામીએ તેમને આશીર્વાદ આપ્યો હતો કે તેમના ઘરમાં અક્ષરબ્રહ્મ પુત્રરૂપે જન્મ લેશે. રામાનંદ સ્વામીએ ભોળાનાથના આ પુત્રનું નામ 'મૂળજી' પાડ્યું, જે સ્વામિનારાયણ સત્સંગમાં ગુણાતીતાનંદ સ્વામી તરીકે ઓળખાયા.

2. **ગુણાતીતાનંદ સ્વામીના ભગવાન સ્વામિનારાયણ સાથેના બાળપણના સંબંધો દર્શાવતા દિવ્ય પ્રસંગો જણાવો.**
   ગુણાતીતાનંદ સ્વામી (મૂળજી) નાનપણથી જ ખુબ હોશિયાર અને ભક્તિપરાયણ હતા. ચાર વર્ષની વયે, એક પ્રસંગે જ્યારે તેમની માતાએ કહ્યું કે દૂધ પહેલા ઠાકોરજીને ધરાવવું પડે, ત્યારે મૂળજીએ કહ્યું "અમે પીએ છીએ તે ભેળા ઠાકોરજી પણ પીએ છે" અને આખું દૂધ પી ગયા. માતાએ ઠાકોરજીની મૂર્તિ તરફ જોયું ત્યારે તેમના હોઠ પર દૂધની સફેદ રેખા દેખાઈ, જેનાથી સાકરબાઈને તેમના પુત્રના દિવ્ય સ્વરૂપની અનુભૂતિ થઈ. બીજા એક પ્રસંગે, જ્યારે તેઓ ખૂબ જ નાના હતા, ત્યારે તેમણે તેમની માતાને "જનોઈનાં ગીત ગાઓ" માટે કહ્યું, કારણ કે તે દિવસે અયોધ્યામાં ઘનશ્યામ પ્રભુ (ભગવાન સ્વામિનારાયણ) ને જનોઈ દેવાઈ રહી હતી. આ પ્રસંગો તેમના દિવ્ય સ્વરૂપ અને પરમાત્મા સાથેના પ્રગટ સંબંધને દર્શાવે છે.

3. **મૂળજી ભગત (ગુણાતીતાનંદ સ્વામી) બાળપણમાં કેવા વિચારો ધરાવતા હતા?**
   ગુણાતીતાનંદ સ્વામી (મૂળજી) બાળપણથી જ ધર્મપ્રેમી, ભક્તિમય અને વૈરાગ્યમૂર્તિ હતા. તેમની માતા જ્યારે તેમને નાના ભાઈ સુંદરજીનું પારણું હીંચકાવવા કહેતા, ત્યારે તેઓ બોલતા: "મા! મારે તો સાધુ થવું છે ને આ સુંદરજી પણ સાધુ થશે." આથી તેઓ નાનપણથી જ વૈરાગ્યમય સંસ્કાર ધરાવતા હતા. એક પ્રસંગે, તેમના પિતા ભોળાનાથ શર્માએ કહ્યું: "મૂળજી! તમે હજુ નાના છો, માટે રમો, ખેલો, કૂદો, ખાઈ-પીને મજા કરો." ત્યારે મૂળજીભગતે જવાબ આપ્યો: "આપણે ક્યારે મરી જઈશું તેની ક્યાં કોઈને ખબર છે? માટે ભગવાનનું નામ બાળપણથી લેવું જોઈએ." આ વાતો દર્શાવે છે કે તેઓ સાધુ જીવન માટે જન્મેલા હતા અને નાનપણથી જ દૈવિક ચિંતનમાં લીન રહ્યા હતા.

4. **મૂળજી ભગત કેવી રીતે ગુણાતીતાનંદ સ્વામી બન્યા?**
   એક દિવસ, મૂળજી ભગત ખેતરમાં શેરડીના વાઢમાં કામ કરી રહ્યા હતા, ત્યારે તેમને શ્રીજીમહારાજે દર્શન આપી કહ્યું: "આપણે શું કરવા આવ્યા છીએ ને શું થાય છે? આ જગતમાં બ્રહ્મતેજ તો સુકાઈ ગયું છે, હવે ચાલી નીકળો". શ્રીજીમહારાજના આ દિવ્ય સંદેશ સાંભળતાં જ, મૂળજી ઘર છોડીને સીધા શ્રીજીમહારાજ પાસે ગયા અને તેમની શરણમાં પ્રવેશ્યા. પછી, સંવત 1866માં પોષ સુદ 15ના દિવસે, ડભાણમાં યજ્ઞ યોજાયો, જેમાં શ્રીજીમહારાજે મૂળજી **ભગત** ને સાધુની દીક્ષા આપી અને 'ગુણાતીતાનંદ સ્વામી' નામ આપ્યું. ગુણાતીતાનંદ સ્વામી નાનપણથી જ સાધુ જીવન માટે સમર્પિત હતા અને શ્રીજીમહારાજની આજ્ઞાનું પાલન કરવાનું તેમનું જીવનમંત્ર હતું.

5. **ગુણાતીતાનંદ સ્વામીના મુખ્ય ગુણો કયા હતા?**
   ગુણાતીતાનંદ સ્વામી અત્યંત તપસ્વી અને સેવાભાવી હતા. તેઓ વૃદ્ધ અને માંદા સાધુઓની ખુબ જ સેવા કરતા અને હંમેશા સત્સંગમાં મગ્ન રહેતા. તેમની વાતો સરળ, સ્પષ્ટ અને પ્રભાવશાળી હતી, જેનાથી શ્રીજીમહારાજનો મહિમા સૌ સમજી શકે. તેઓ શ્રીજીમહારાજની પ્રત્યેક આજ્ઞાનું ઉત્સાહપૂર્વક પાલન કરતા, જેનાથી શ્રીજીમહારાજ

તેમના ઉપર ખૂબ પ્રસન્ન રહેતા. તેમની સાદગી, સેવા, ભક્તિ અને આજ્ઞાપાલનના ગુણો આજે પણ સત્સંગમાં પ્રેરણાદાયક બની રહ્યા છે.

6. **શ્રીજીમહારાજે (ભગવાન સ્વામિનારાયણ) ગુણાતીતાનંદ સ્વામીને જૂનાગઢના મહંત તરીકે કેવી રીતે નિયુક્ત કર્યા?**
   જૂનાગઢમાં મંદિરનું બાંધકામ શરૂ થયું, ત્યારે શ્રીજીમહારાજે કહ્યું: "ભાદરાવાળા ગુણાતીતાનંદ સ્વામીને બોલાવો". ત્યારે મુક્તાનંદ સ્વામી તેમને બોલાવી આવ્યા. શ્રીજીમહારાજે પોતાના ગળેથી હાર કાઢીને ગુણાતીતાનંદ સ્વામીને પહેરાવ્યો અને જણાવ્યું: "આ અમારા જૂનાગઢના મહંત." આ રીતે શ્રીજીમહારાજે ગુણાતીતાનંદ સ્વામીને જૂનાગઢના મહંત તરીકે નિયુક્ત કર્યા.

7. **શ્રીજીમહારાજે (ભગવાન સ્વામિનારાયણ) સ્વધામ પધારતા પહેલા ગુણાતીતાનંદ સ્વામીને અને સાધુ-હરિભક્તોને શું માર્ગદર્શન આપ્યું?**
   શ્રીજીમહારાજે સ્વધામ પધારતા પહેલા ગુણાતીતાનંદ સ્વામીને પત્ર લખીને બોલાવ્યા. પત્ર મળતા, ગુણાતીતાનંદ સ્વામી રોજના 60 માઇલ ચાલીને ગઢપુર પહોંચ્યા અને શ્રીજીમહારાજને દંડવત પ્રણામ કરીને તેમની સેવામાં બેઠા. ત્યારે શ્રીજીમહારાજે દરેક સાધુ અને હરિભક્તને આજ્ઞા આપી કે દર વર્ષે ઓછામાં ઓછો એક મહિનો ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરવો. આજ્ઞા આપ્યા બાદ, જેઠ સુદ દશમના દિવસે શ્રીજીમહારાજ સ્વધામ પધાર્યા.

8. **ગુણાતીતાનંદ સ્વામીએ જૂનાગઢમાં કયા મુખ્ય કાર્યો કર્યા?**
   ગુણાતીતાનંદ સ્વામીએ જૂનાગઢમાં મંદિરનું બાંધકામ પૂર્ણ કર્યું અને નવી ધર્મશાળાઓ બનાવી. તેઓ સાદગી અને સેવાભાવના પ્રત્યક્ષ પ્રતિક હતા. મંદિરનું દરેક કામ જાતે કરતા, વાસીદું પણ કાઢતા, અને હંમેશા દાળ, રોટલો, છાશ, ખીચડી જેવું સરળ ભોજન લેતા. તેઓ દૂધ, ઘી અને મિષ્ટાન્ન ક્યારેય લેતા નહોતા. હંમેશા ઉઘાડા પગે ચાલતા અને ઠંડા પાણીથી સ્નાન કરતા. તેમણે મુસલમાન રાજા અને અનેક નાગરોને હરિભક્ત બનાવ્યા. તેમની સાથે આચાર્ય મહારાજ, ગોપાળાનંદ સ્વામી અને અન્ય મોટા સંતો પણ જૂનાગઢમાં સમાગમ કરવા આવતા. તેમના મુખ્ય શિષ્યોમાં ભગતજી મહારાજ, જાગા ભક્ત, બાળમુકુંદદાસજી, યોગેશ્વરદાસજી અને રઘુવીરજી મહારાજ જેવા મહાન સંતો હતા. ભગતજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજના ગુરુ હતા.

9. **ગુણાતીતાનંદ સ્વામી સાથે સંકળાયેલ 'અક્ષર મંદિર' ગોંડળ નું શું મહત્વ છે?**
   ગુણાતીતાનંદ સ્વામી સંવત 1924ના આસો સુદ 12ની રાત્રે પોણા વાગ્યે ગોંડળમાં સ્વધામ પધાર્યા. તેમના પવિત્ર દેહને 'અક્ષર દેરી' માં અગ્નિસંસ્કાર આપવામાં આવ્યો. પછી શાસ્ત્રીજી મહારાજે ત્યાં 'અક્ષર મંદિર' બંધાવ્યું જે સ્વામિનારાયણ સંપ્રદાયમાં એક પવિત્ર તીર્થસ્થળ તરીકે વિખ્યાત છે. આ મંદિર ગુણાતીતાનંદ સ્વામીને અક્ષરબ્રહ્મ સ્વરૂપે માન આપતું પ્રભુનું મહત્વપૂર્ણ ધામ છે. સ્વામિનારાયણ ભગવાને જીવનકાળમાં અનેકવાર ગુણાતીતાનંદ સ્વામીને "મારું અક્ષર છે" એમ કહ્યું છે, જે આ મંદિરના મહત્વને વધુ ઉજાગર કરે છે. અક્ષર મંદિર માત્ર એક ઈમારત નથી, પણ તે સંતો અને હરિભક્તો માટે અધ્યાત્મિક ઉન્નતિનું અને ભક્તિનો શ્રેષ્ઠ માર્ગ દર્શાવતું સ્થળ છે. અત્યારે, ગુણાતીતાનંદ સ્વામીની વાતનો ગ્રંથ 'સ્વામીની વાતું'ના નામે પ્રખ્યાત છે

10. **ભગવાન સ્વામિનારાયણ અને ગુણાતીતાનંદ સ્વામીએ વચ્ચે શું ખાસ સંબંધ હતો?**
    ભગવાન સ્વામિનારાયણે ગુણાતીતાનંદ સ્વામીને પોતાનું અક્ષરબ્રહ્મ સ્વરૂપ તરીકે ઓળખાવ્યા હતા. શ્રીજીમહારાજે અનેક પ્રસંગોએ જણાવ્યું કે "ગુણાતીતાનંદ સ્વામી એ જ મારું અક્ષર છે." તેઓ અખંડ પરબ્રહ્મ ભગવાન સ્વામિનારાયણના મુખ્ય પાર્ષદ હતા અને અક્ષર-પુરુષોત્તમ ઉપાસનાના મૂળ તત્વ હતા. ભગવાન સ્વામિનારાયણે તેમને જૂનાગઢના પ્રથમ મહંત તરીકે નિયુક્ત કર્યા અને હંમેશા તેમના માધ્યમથી ઉપાસનાનું મહત્વ સમજાવ્યું.

]



## Chapter Keywords: - [

અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામીની સરળ - સ્પષ્ટ અને પ્રેરણાદાયી વાતો, ગુણાતીતાનંદ સ્વામીએ આપેલ જ્ઞાન - 'ગુણાતીત જ્ઞાન', સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગુણાતીતાનંદ સ્વામીનું યોગદાન અને મહત્વ, ગુણાતીતાનંદ સ્વામીના ઉપદેશો અને જીવનમાં તેનું મહત્વ, ગુણાતીતાનંદ સ્વામીની સાદી ને સરળ વાતો, સ્વામિનારાયણ મહામંત્રનો મહિમા, બ્રહ્મરૂપ થવાની ચાવી - સ્વામિનારાયણ મહામંત્ર, કાળા નાગનું પણ ઝેર ન ચડે - સ્વામિનારાયણ મહામંત્ર, સ્વામિનારાયણ મહામંત્ર દ્વારા કાળ - કર્મ અને માયાના બંધનમાંથી મુક્તિ, યોગીજી મહારાજના જીવનમાં સ્વામિનારાયણ મહામંત્રનો પ્રતાપ, બી. એ. પી. એસ. સંસ્થાના સંસ્થાપક શાસ્ત્રીજી મહારાજ, સ્વામિનારાયણ મહામંત્રની ધૂન કરવી, યોગીજી મહારાજ અને ગોંડળમાં થયેલો સાપ કરડવાનો પ્રસંગ, ભગવાનના મંત્રનો જાપ અને તેનો જીવન પર પડતો પોઝિટિવ પ્રભાવ, સ્વામિનારાયણ ધૂન દ્વારા નાગના ઝેરનો નાશ, શાસ્ત્રીજી મહારાજ અને યોગીજી મહારાજ દ્વારા સાક્ષાત અનુભૂતિ, સ્વામિનારાયણ ભગવાનના નામના જાપ દ્વારા દુઃખ અને બંધનોથી મુક્તિ, ભગવાનના નામ સ્મરણની મહત્તા, ભગવાનના ભક્ત ની સેવા કરવી, ભગવાનમાં વિશ્વાસ રાખવો, ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય બાળમુકુંદ સ્વામી, ભજન કરવાથી ખૂબ લાભ થાય, નિષ્ઠાપૂર્વક ભગવાનનું ભજન કરવું, ભગવાનમાં અખંડ શ્રદ્ધા અને વિશ્વાસ રાખવાથી થતાં આધ્યાત્મિક લાભો, ભગવાન સ્વામિનારાયણના ભજન દ્વારા પ્રાપ્ત થતો આશીર્વાદ, સ્વામિનારાયણ સંતો દ્વારા ભજન - ભક્તિ અને નિષ્ઠાનો મહિમા, બાળમુકુંદ સ્વામીની ભજન વિશેની વાતો, સંતોની નિષ્ઠા અને શ્રદ્ધા દ્વારા પ્રાપ્ત થતી દિવ્ય કૃપા, સ્વામિનારાયણ સંપ્રદાયમાં ભજન અને ભક્તિનું મહત્વ, સંતોના જીવનમાં ભજન દ્વારા મળતા આશ્ચર્યજનક અનુભવો, કરોડ કામ બગાડીને એક મોક્ષ સુધારવો, ભજન કરી આપણું જ કલ્યાણ કરવું, મોક્ષ સુધારવા ભગવાનનું નામ લેવું, ભગવાન પોતાના ભક્તની રક્ષા કરે છે, મોક્ષની મહત્તા અને ભગવાનના ભજન દ્વારા જીવનનું પરમ ઉદ્દેશ્ય,

સ્વામિનારાયણ સંપ્રદાયમાં ભજન અને આત્મકલ્યાણનું મહત્વ, આત્મા માટે પ્રભુનું સ્મરણ અને ભજન કરવાનું આધ્યાત્મિક મહત્વ, સંતોના જીવનમાં ભજન અને ભક્તિના પ્રભાવશાળી ચમત્કારો, પાંપણ આંખની રક્ષા કરે છે, હાથ કંઠની રક્ષા કરે છે, માવતર છોકરાની રક્ષા કરે છે, રાજા પ્રજાની રક્ષામાં છે, ભગવાન આપણી રક્ષામાં છે, ભક્ત પ્રહ્લાદ – ધ્રુવ - નરસિંહ મહેતા – મીરાંબાઈ વગેરે ભક્તોની ભગવાને રક્ષા કરી, ભડલી ગામના નાજા ભક્ત, શ્રીજી મહારાજના (ભગવાન સ્વામિનારાયણ) દર્શનથી ભોંયરા ગામના રાજાને સમાધિ, સ્વામિનારાયણ સાક્ષાત્ ભગવાન છે, મહારાજ દ્વારા નાજા ભક્તની રક્ષા, સ્વામિનારાયણ સંપ્રદાયમાં ભગવાન દ્વારા ભક્તોની રક્ષા વિશે પ્રસંગો, ભજન અને ભક્તોના સમર્પણથી ભગવાનની કૃપા, નાજા ભક્ત અને રાજા વાસુરખાચરનો પ્રેરણાદાયી સત્સંગ પ્રસંગ, શ્રીજી મહારાજના (ભગવાન સ્વામિનારાયણ) દિવ્ય પરચાઓ, સંતો અને ભક્તોના જીવનમાં ભગવાનની અચૂક રક્ષા, ભગવાનનું નામ-સ્મરણ અને ભજન, કેટલાકને મન રમાડે છે ને કેટલાક મનને રમાડે છે, મનુષ્ય જીવનમાં મોટો શત્રુ - આપણું મન, મન પર નિયંત્રણ રાખવું, મનની ચંચળતા અને તેનાથી બચવા માટે સત્સંગ અને ભજનનો માર્ગ, શ્રીજી મહારાજના (ભગવાન સ્વામિનારાયણ) પ્રસંગોથી મન પર વિજય મેળવવાની પ્રેરણા, મન સાથેની લડાઈના જીવંત ઉદાહરણો, ભગવાનની ભક્તિ માટે મન અને ઈન્દ્રિયોને સંયમમાં રાખવાનો મહિમા, સાચા ભક્તિ-ભાવ સાથે આપવામાં આવેલ દાન અને તેનું ફળ, મન પર વિજય મેળવવાથી ભક્તિમાં આવતો અહોભાવ અને આનંદ, સ્વામિનારાયણ ભગવાનના ભક્તોએ મનની પરીક્ષા જીતીને મેળવેલા આશીર્વાદ, સ્વામિનારાયણ ભગવાન દ્વારા ભક્તોની પરખ, સ્વાર્થથી કરેલી ભક્તિ અને હૃદયપૂર્વક કરેલી ભક્તિ વચ્ચેનો તફાવત, મનના આકર્ષણોથી દૂર રહી સત્ય માર્ગે ચાલવું, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

આપણે ગુણાતીતાનંદ સ્વામીના જીવન વિશે વાંચ્યું. એ ગુણાતીતાનંદ સ્વામીનો ધ્યાનમાં, સેવામાં, વાતું કરવામાં - બધાંમાં પહેલો નંબર. એમણે શ્રીજીમહારાજને પૂછ્યું: 'મારે શું કરવું? ધ્યાન કરવું, સેવા કરવી, આત્મારૂપે વર્તવું કે વાતો કરવી?'

મહારાજ કહે: 'તમારે વાતો કરી બધાને જ્ઞાન આપવું ને ભગવાનને ઓળખાવવા.'

શ્રીજીમહારાજની આ આજ્ઞા મળી ત્યારથી ગુણાતીતાનંદ સ્વામી હંમેશાં વાતું જ કરતા. રાત-દિવસ વાતો કરે. બધાને સાચું જ્ઞાન આપે. તેમણે જે જ્ઞાન આપ્યું તે 'ગુણાતીત જ્ઞાન'. ગુણાતીતાનંદ સ્વામી એવી સાદી ને સરળ વાતો કરે કે સૌને સમજાય. વળી, વાર્તા કહીને સમજાવે એટલે સૌને આનંદ આવે. એમની સ્વામીની વાતો સૌ મોઢે કરે છે. આપણે પણ પાંચ વાતો સમજીએ ને મોઢે કરીએ.

**(1)**

સ્વામિનારાયણ હરે! સ્વામીએ વાત કરી:

'સ્વામિનારાયણ નામના મંત્ર જેવો બીજો કોઈ મંત્ર આજ બળિયો નથી. ને એ મંત્રે કાળા નાગનું પણ ઝેર ન ચડે. એ મંત્રે વિષય ઊડી જાય છે ને બ્રહ્મરૂપ થવાય છે ને કાળ, કર્મ ને માયાનું બંધન છૂટી જાય છે, એવો બહુ બળિયો એ મંત્ર છે. માટે નિરંતર ભજન કરવું.'

ભગવાનના નામના મંત્રમાં બહુ બળ છે. કાળા નાગનું ઝેર ચડે ને કાંઈ દવા ન કરે તો પણ ભગવાનના આ મંત્રથી ઝેર ઊતરી જાય. આ વાત આપણા ગુરુ યોગીજી મહારાજે સાબિત કરી બતાવી છે.

ગોંડળમાં મંદિરનું કામ ચાલતું હતું. એક રાત્રે યોગીજી મહારાજને એક મોટો કાળો સર્પ તેમની આંગળીએ કરડ્યો. તેમને તો ખબર ન હતી. મંદિરમાં રહેતા ભક્તિવલ્લભ સ્વામીએ સાપ નીકળતો જોયો. તેમણે કહ્યું કે સ્વામીને તો આ ઝેરી સાપ જ કરડ્યો છે.

તેમણે શાસ્ત્રીજી મહારાજને વાત કરી. સ્વામીએ કહ્યું કે 'દેરીમાં સૌ ધૂન કરો.' તેથી સૌએ ધૂન શરૂ કરી.

ગોંડળના મહારાજાને આ વાતની ખબર પડી. ત્યારે તેમણે પોતાના ડૉક્ટરને સ્વામીની દવા કરવા મોકલ્યા, પણ સ્વામીએ કહ્યું કે 'અમારે દવા નથી કરાવવી. સ્વામિનારાયણ નામની ધૂનથી જ ઝેર ઊતરી જશે.'

પછી બાર કલાકે ઝેર ઊતરી ગયું; પણ ઝેર બહુ આકરું હતું, તે ડાબા હાથની પહેલી આંગળીનું હાડકું વળી ગયું. સ્વામીની પહેલી આંગળી સહેજ વાંકી વળી ગઈ હતી.

માટે આપણે પણ એ સ્વામિનારાયણ મંત્ર ખૂબ જપીશું.

**(2)**

સ્વામિનારાયણ હરે! સ્વામીએ વાત કરી:

'કોઈ ભગવાન સંભારે તેની સેવા મારે કરાવવી ને તેનાં લૂગડાં મારે ધોવરાવવાં ને તેને મારે બેઠાં ખાવા દેવું.'

જે માણસ ભગવાન ભજે છે તેની બધી ચિંતા ભગવાન માથે લઈ લે છે. કોઈ આખો દિવસ ભગવાન ભજે તો તેને ખાવા-પીવાનું તથા કપડાં પણ ભગવાન આપે પણ ભગવાનમાં વિશ્વાસ હોવો જોઈએ.

ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય બાળમુકુંદ સ્વામી આ વાત ચલાળાના મંદિરમાં બોલ્યા. ત્યારે કેટલાક શિષ્યો કહે: 'આપણે રસોઈ ન બનાવીએ ને બેઠાં બેઠાં ભજન કર્યા કરીએ તો કાંઈ જમવા મળે? ભગવાન કાંઈ જમવાનું આપી જાય? માટે આ વાત સાચી લાગતી નથી.'

બાળમુકુંદ સ્વામી કહે: 'આ વાત સાચી જ છે. આપણે સૌ ભજન કરીએ તો ભગવાન ખાવા આપે જ. ચાલો, સૌ ભજન કરવા માંડીએ. કોઈ શંકા ન કરશો. આ વાત સાચી જ છે, માટે ભગવાન ખાવા આપશે જ.'

સૌ સવારથી ભજન કરવા બેસી ગયા. અગિયાર, સાડા અગિયાર થયા પણ કાંઈ ખાવાનું આવ્યું નહીં. કેટલાકને શંકા થઈ. સ્વામી કહે કે 'કોઈ મૂંઝાશો નહીં, ભજન કરવા માંડજો.'

બરાબર બાર વાગ્યે એક હરિભક્ત ગાંઠિયા, ગોળપાપડી, લાડુ વગેરે લઈ આવ્યા ને સ્વામીને કહે: 'આ ચોખ્ખો નાસ્તો છે, તો ધરાવીને સૌ સંતોને જમાડો.'

સ્વામીએ સંતોને કહ્યું: 'જુઓ, ભગવાને જમવાનું મોકલ્યું ને?'

હરિભક્તને પણ પૂછ્યું કે 'તમે અહીં ક્યાંથી?'

તેમણે કહ્યું કે 'મારા દીકરાની જાન લઈને અમે અમરેલી જતા હતા. અત્યારે જમવાનો સમય થયો તેથી ગાડાં છોડી અમે ઝાડ નીચે જમવાની તૈયારી કરતા હતા. ત્યાં ગામના માણસ નીકળ્યા. તેમણે કહ્યું કે સ્વામી મંદિરમાં છે. તેથી અમને થયું કે સંતોને જમાડીને જમીએ.'

આમ, ભજન કર્યું તો ભગવાને જમવાનું મોકલ્યું.

ભજન કરવાથી ખૂબ લાભ થાય છે.

**(3)**

સ્વામિનારાયણ હરે! સ્વામીએ વાત કરી:

'કરોડ કામ બગાડીને એક મોક્ષ સુધારવો. કદાપિ કરોડ કામ સુધર્યાં અને એક મોક્ષ બગડ્યો, તો તેમાં શું કર્યું?'

એક પટેલ હતા. તે નાના ગામમાં રહે. તે એક વખત મોટા શહેરમાં ખરીદી કરવા જતા હતા. પટલાણીએ ઘણી વસ્તુ લાવવાની કહી. પટેલ ભુલકણા બહુ હતા, તેથી બધી વસ્તુ કાગળમાં ઉતારી લીધી.

ગામમાં ખબર પડી કે પટેલ શહેરમાં જાય છે, તેથી સૌ આવ્યા ને કહે: 'પટેલ! અમારે માટે પણ આ વસ્તુ લાવજો.'

પટેલ કહે: 'ભલે.' કાગળમાં સૌની વસ્તુઓ લખી લીધી.

ગાડું જોડી પટેલ શહેરમાં ગયા. મોટા બજારમાં ગાડું છોડ્યું ને ખરીદી ચાલુ કરી. પટેલને થયું કે 'બીજાની વસ્તુ પહેલાં જલદી લઈ લઉં, પછી મારા ઘર માટે નિરાંતે લઈશ.' બજારમાં તો બહુ ધમાલ હોય. એક પછી એક વસ્તુ લઈને ગાડામાં ભરી. ગાડું ભરાઈ ગયું. પટેલ ગાડું જોડી ઘરે ગયા.

ગામના સૌ પોતપોતાની વસ્તુ લેવા આવ્યા. પટેલે સૌની જે જે વસ્તુ હતી તે સૌને આપી દીધી. થોડી વારમાં ગાડું ખાલીખમ.

પટલાણી કહે: 'આપણી વસ્તુ ક્યાં?'

પટેલ માથું ખંજવાળતાં કહે: 'આપણું તો ભૂલી ગયો.'

પટેલને ડાહ્યા કહેશો કે મૂર્ખા? પોતાની વસ્તુ ભૂલી ગયા ને ફોગટ ફેરો ખાધો.

તેમ આપણે બીજાં ઘણાં કામ કરીએ, બીજાનું ભલું કરીએ, પણ આપણે ભજન કરી આપણું જ કલ્યાણ ન કરીએ તો પટેલ જેવા મૂર્ખ કહેવાઈએ ને?

તેથી જ સ્વામી કહે છે કે કરોડ કામ બગડે તો ભલે બગડે. મોક્ષ સુધારી લેવો. કદાચ કરોડ કામ સુધર્યાં ને મોક્ષ બગડ્યો તો

પટેલ જેવું જ થયું, મૂર્ખાઈનું કામ.

મોક્ષ સુધારવા ભગવાનનું નામ લેવું. ભગવાનનું ભજન કરીએ ને ભગવાનના ભક્ત થઈએ તો ભગવાન આપણી રક્ષા કરે છે.

## (4)

સ્વામિનારાયણ હરે! સ્વામીએ વાત કરી:

'ભગવાન પોતાના ભક્તની રક્ષા કરવા જ બેઠા છે, કેની પેઠે તો જેમ પાંપણ આંખની રક્ષા કરે છે ને હાથ કંઠની રક્ષા કરે છે ને માવતર છોકરાની રક્ષા કરે છે ને રાજા પ્રજાની રક્ષામાં છે, તેમ જ ભગવાન આપણી રક્ષામાં છે.'

ભક્ત પ્રહ્લાદ, ધ્રુવ, નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરે ભક્તોએ ખૂબ ભજન કર્યું તો ભગવાને તેમની રક્ષા કરી. શ્રીજીમહારાજ પણ પોતાના ભક્તોની એવી જ રક્ષા કરે છે.

ભડલી ગામમાં નાજા ભક્ત રહેતા હતા. અહીં ગોવાળિયાઓનો ત્રાસ વધવાથી તેઓ ભોંયરા ગામમાં જઈને વસ્યા. અહીંના રાજા વાસુરખાચરને નાજા ભક્તે શ્રીજીમહારાજનો મહિમા કહ્યો.

રાજાએ કહ્યું: 'તારા ભગવાન જો સાચા હોય તો કાલે અહીં આવીને દર્શન દે, નહીં તો તારાં ઢીંચણ ભાંગી નાખીશ.'

ત્યારે શ્રીજીમહારાજ વિસનગર બિરાજતા હતા. 'એક રાતમાં મહારાજ અહીં કેવી રીતે આવી શકે?' નાજા ભક્તને ઘણી ચિંતા થવા લાગી. રાજા ઘણો ક્રૂર હતો. તે કોઈ વાતે સમજે તેમ ન હતો. છેવટે નાજા ભક્ત તો મહારાજને સંભારવા લાગ્યા.

આ બાજુ મહારાજ વિસનગરથી નીકળ્યા. રસ્તામાં વઢવાણ આગળ નદીમાં પૂર આવેલું. મહારાજ પાણી ઉપર ચાલીને વહેલી સવારે ભોંયરા આવી પહોંચ્યા.

પાદરમાં એક ચારણ મળ્યો. તેની સાથે મહારાજે રાજાને કહી મોકલ્યું: 'નાજાના ભગવાન આવી ગયા છે.'

ડેલી ઉઘાડી ત્યારે નાજાએ મહારાજને જોયા. તેને બહુ આશ્ચર્ય થયું. પગમાં પડી ગયો.

સવારે મહારાજ નાજા સાથે દરબારમાં પધાર્યા. દરબારમાં અનેક દુઃખીઓના અવાજ સંભળાયા.

નાજાએ મહારાજને કહ્યું: 'રાજા ઘણો ક્રૂર છે. લોકોને બહુ દંડે છે. ઢીંચણ ભાંગી નાખે છે.'

જ્યારે રાજા મહારાજની સામે આવ્યો, ત્યારે મહારાજનાં દર્શનથી એને એકદમ સમાધિ થઈ. સમાધિમાં એણે યમના હાથનો ખૂબ માર ખાધો.

થોડી વાર પછી મહારાજની ઇચ્છાથી તે સમાધિમાંથી પાછો આવ્યો.

રાજા એકદમ મહારાજનાં ચરણોમાં પડી ગયો અને પોતાના ગુનાઓની માફી માગી. 'સ્વામિનારાયણ સાક્ષાત્ ભગવાન છે,' તેવો એને નિશ્ચય થયો.

'હવેથી નિર્દયપણે કોઈને પણ દંડ કરવો નહીં' - એવી મહારાજે આજ્ઞા આપી, વર્તમાન ધરાવી

રાજાને સત્સંગી કર્યો. મહારાજે નાજા ભક્તની રક્ષા કરી.

## (5)

સ્વામિનારાયણ હરે! સ્વામીએ વાત કરી:

કેટલાકને મન રમાડે છે ને કેટલાક મનને રમાડે છે. આ વાત નિત્યે વિચારવા જેવી છે.'

આપણો સૌથી મોટો શત્રુ આપણું મન છે. મન આપણને ભક્તિ, સેવા કરવા દેતું નથી. પણ કેટલાક માણસો મનને પણ રમાડે એવા હોય છે. મન કહે તેમ ન કરે.

ગઢડામાં એક કોળીનો છોકરો હતો. તેના બાપે ખેતરમાં ચીભડાં વાવ્યાં હતાં. છોકરાએ નક્કી કર્યું કે ચીભડાં પાકે ત્યારે પહેલું ચીભડું મહારાજને ધરાવવું.

ચીભડાં પાક્યાં ત્યારે તે ચીભડું લઈ મહારાજ પાસે જતો હતો. પાકા ચીભડાની સુગંધથી તેનું મન લલચાઈ ગયું. તેને થયું કે આવું સરસ ચીભડું તો હું જ ખાઈ જાઉં.

પછી વળી મનને મારી આગળ ચાલ્યો. થોડી વારે વિચાર આવ્યો કે 'મહારાજને તો ઘણા માણસો મોટી મોટી ભેટ આપે એમાં મારું ચીભડું કાંઈ પસંદ નહીં પડે, માટે ખાઈ જ જાઉં.' પણ વળી મનને કહ્યું: 'ના, ના, મહારાજને આપવાનો વિચાર કર્યો

તેથી મહારાજને જ આપવું.'

આમ, મન સાથે લડાઈ લેતો લેતો દાદાખાચરના દરબારમાં આવી પહોંચ્યો.

મહારાજે તેને બોલાવી ચીભડું માગ્યું. પોતે થોડું જમ્યા ને સૌને પ્રસાદી આપી. મનને જીતીને આવ્યો તેથી મહારાજ તે છોકરા પર બહુ રાજી થયા ને તેને દસ શેર સાકર ભેટ આપવા કોઠારીને કહ્યું.

તે સભામાં એક વાણિયો બેઠો હતો. તેણે વિચાર કર્યો કે 'આણે એક ચીભડું મહારાજને આપ્યું તો મહારાજે દસ શેર સાકર આપી, તો હું આખું ગાડું ભરીને ચીભડાં મહારાજને આપું તો મને કેટલી બધી સાકર આપશે?'

બીજે દહાડે તે તો ગાડું ભરીને ચીભડાં લઈ આવ્યો. મહારાજ કહે: 'આ ચીભડાં પેલી નદીમાં નાખો, માછલાં ખાઈ જશે.'

વાણિયો કહે: 'મહારાજ! આમ કેમ? કાલે તો તમે પેલાને એક ચીભડામાં દસ શેર સાકર આપી હતી ને હું તો ગાડું ભરીને લાવ્યો છું.'

મહારાજ કહે: 'તે તો મન સાથે લડાઈ કરીને મનને જીતીને લાવ્યો હતો, તેથી આપી હતી. ને તમે તો સાકર લેવાના વિચારથી લાવ્યા છો, તેથી ન મળે.'

મન સાથે લડાઈ કરીને ભજન કરીએ, મન ખોટું કામ કરવાનું કહે તો તેને ના પાડીએ, તો ભગવાન બહુ જ રાજી થાય.
]

**FAQ: - [**

1. **ગુણાતીતાનંદ સ્વામીની મુખ્ય સેવા શું હતી અને તેમણે શું જ્ઞાન આપ્યું?**
   ગુણાતીતાનંદ સ્વામીની મુખ્ય સેવા ભગવાનની વાતો કરવી અને સત્સંગીઓમાં સાચું જ્ઞાન પ્રસરાવવું હતી. શ્રીજી મહારાજે તેમને આજ્ઞા આપી હતી કે તેઓ વાતો દ્વારા લોકોને ભગવાનની ઓળખાણ કરાવવી. તેમનું જ્ઞાન 'ગુણાતીત જ્ઞાન' કહેવાય છે, જે સરળ અને સ્પષ્ટ હોવાથી દરેકને સમજાય છે. તેઓ વાર્તાઓ દ્વારા સમજાવતા, જેથી લોકો આનંદ પૂર્વક સત્સંગ ગ્રહણ કરી શકે.

2. **સ્વામિનારાયણ નામના મંત્રનો મહિમા શું છે?**
   સ્વામિનારાયણ મંત્ર અતિશય શક્તિશાળી અને મહાન મંત્ર છે. આ મંત્ર દ્વારા કાળા નાગનું ઝેર પણ અસર કરતું નથી, વિષયવાસના દૂર થાય છે, બ્રહ્મરૂપતા પ્રાપ્ત થાય છે અને કાળ, કર્મ અને માયાના બંધનમાંથી મુક્તિ મળે છે. તેથી નિરંતર ભજન કરવું જરૂરી છે, કારણ કે આ મંત્રથી સર્વ દુઃખો અને બંધનો દૂર થાય છે.

3. **યોગીજી મહારાજ અને શાસ્ત્રીજી મહારાજે સ્વામિનારાયણ મંત્રના બળને કેવી રીતે સાબિત કર્યું?**
   ગોંડળમાં મંદિરના કામ દરમિયાન, એક રાત્રે યોગીજી મહારાજને ઝેરી કાળા સર્પે કરડ્યા હતા. ભક્તિવલ્લભ સ્વામીએ સાપ જોયો અને શાસ્ત્રીજી મહારાજને જાણ કરી અને તેમની આજ્ઞાથી સંતો અને ભક્તોએ સ્વામિનારાયણ ધૂન શરૂ કરી, અને જ્યારે ગોંડળના રાજાએ ડૉક્ટર મોકલ્યો, ત્યારે શાસ્ત્રીજી મહારાજે દવા લેવાની ના પાડી અને માત્ર સ્વામિનારાયણ મંત્રથી ઝેર ઉતરી જશે એવો વિશ્વાસ દર્શાવ્યો. બાર કલાક પછી ઝેર ઉતરી ગયું. ઝેરના પ્રભાવથી યોગીજી હાથની પહેલી આંગળી વળી ગઈ હતી. આ રીતે, સ્વામિનારાયણ મહામંત્રના બળની પ્રેરક અસર થઈ.

4. **ભગવાન ભક્તોની ચિંતા કેવી રીતે રાખે છે?**
   ભગવાન પોતાના ભક્તોની બધી ચિંતા ઉપાડી લે છે. જે વ્યક્તિ સાચા હૃદયથી ભગવાનનું ભજન કરે છે, તેના ખાવા-પીવાના અને કપડાના તમામ ઉપાય ભગવાન કરી આપે છે. ભગવાનમાં શ્રદ્ધા અને વિશ્વાસ હોવો જોઈએ, કારણ કે જે તેમને સંભારે છે, તેની સેવા પણ ભગવાન પોતે કરાવે છે.

5. **બાળમુકુંદ સ્વામી અને શિષ્યોના ભજનના પ્રભાવથી જમવાનું કેવી રીતે આવ્યું?**

બાળમુકુંદ સ્વામી અને શિષ્યો સવારે ભજન કરવા બેસ્યા અને બાર વાગ્યે એક હરિભક્ત ગાંઠિયા, ગોળપાપડી, લાડુ વગેરે લઈને આવ્યા. તે હરિભક્ત અમરેલી જતા હતા, પરંતુ જમવાનો સમય થતા તેઓ ઝાડ નીચે જમવાની તૈયારી કરી રહ્યા હતા. ત્યારે ગામના લોકોએ જણાવ્યું કે સ્વામી મંદિરમાં છે, તેથી હરિભક્તે વિચાર્યું કે પહેલાં સંતોને જમાડીશું. આમ, ભગવાને ભજન કરતા ભક્તો માટે જમવાનું મોકલ્યું, જે ભજનની શ્રદ્ધા અને ભરોસાનું ઉદાહરણ છે.

### 6. ગુણાતીતાનંદ સ્વામી કેવળ મોક્ષના મહત્વ પર જ ભાર કેમ મૂકે છે?

ગુણાતીતાનંદ સ્વામી કહે છે કે કરોડ કામ બગાડી દઈએ તો પણ ચાલે, પરંતુ મોક્ષ સુધારવો જરૂરી છે. જો કરોડ કામ સારી રીતે કરીએ, પણ મોક્ષ બગાડી દઈએ, તો કોઈ ફાયદો નથી. મોક્ષ એ અંતિમ અને સર્વોચ્ચ લાભ છે, જે ભગવાનના ભજન અને સત્સંગ દ્વારા પ્રાપ્ત થાય છે. ભૌતિક કાર્યોની તુલનામાં આત્મિક ઉન્નતિ અને મોક્ષ પ્રાપ્ત કરવું વધુ મહત્વનું છે, તેથી સ્વામી આ વાત પર ભાર મૂકે છે.

### 7. પટેલની કથા દ્વારા સ્વામી શું સંદેશો આપવા માંગે છે?

પટેલની કથા દ્વારા સ્વામી આપણને શીખવે છે કે આ લોકના અનેક કામ કરતા કરી પોતાના મોક્ષને ભૂલવું મૂર્ખાઈ છે. જેમ પટેલે બીજાં બધાની ખરીદી કરી, પણ પોતાની વસ્તુ લાવવી ભૂલી ગયો, તેમ આપણે પણ દુનિયાના અનેક કાર્યોમાં વ્યસ્ત રહી પોતાના આત્મકલ્યાણને ભૂલી જઈએ, તો તે મૂર્ખાઈ ગણાય. ગુણાતીતાનંદ સ્વામી કહે છે કે કરોડ કામ બગાડી દઈએ તો પણ ચાલે, પણ મોક્ષ સુધારવો જરૂરી છે. મોક્ષ માટે ભગવાનનું ભજન અને સત્સંગ કરવો જોઈએ, જેનાથી અંતે આત્મકલ્યાણ થાય.

### 8. ભગવાન પોતાના ભક્તોની રક્ષા કેવી રીતે કરે છે?

ભગવાન પોતાના ભક્તોની રક્ષા એ રીતે કરે છે જેમ પાંપણ આંખની, હાથ કંઠની, માતા-પિતા બાળકોની અને રાજા પ્રજાની રક્ષા કરે છે. ભક્ત પ્રલ્હાદ, ધ્રુવ, નરસિંહ મહેતા અને મીરાંબાઈએ ભજન કર્યું ત્યારે ભગવાને તેમની રક્ષા કરી, તેવી જ રીતે શ્રીજીમહારાજ પણ પોતાના ભક્તોની હંમેશા રક્ષા કરે છે.

### 9. શ્રીજીમહારાજે (ભગવાન સ્વામિનારાયણ) નાજ ભક્તની કેવી રીતે રક્ષા કરી?

ભોંયરા ગામના ક્રૂર રાજા વાસુરખાચરે જ્યારે નાજા ભક્તને ચિંતામાં મૂકી દીધા અને તેના ઢીંચણ ભાંગી નાખવાનું કહ્યું, ત્યારે શ્રીજીમહારાજ વિસનગરથી રવાના થયા. માર્ગમાં નદીમાં પૂર હોવા છતાં તેઓ પાણી ઉપર ચાલી ભોંયરા પહોંચ્યા. મહારાજના દર્શનથી રાજાને સમાધિ થઈ, જેમાં યમદંડનો અનુભવ કરાવ્યો. તે સમાધિમાંથી પરત ફર્યા બાદ રાજા મહારાજનાં ચરણોમાં પડી ગયો, પોતાનાં ગુનાઓની માફી માગી અને સત્સંગી બન્યો. આ રીતે શ્રીજીમહારાજે નાજા ભક્તની રક્ષા કરી.

### 10. માનવ જીવનમાં મન પર સંયમ રાખવાનું મહત્વ શા માટે છે?

ગુણાતીતાનંદ સ્વામી કહે છે કે "કેટલાકને મન રમાડે છે ને કેટલાક મનને રમાડે છે," અર્થાત્ આપણે મન પર કાબૂ રાખવો જોઈએ. મન આપણી ભક્તિ અને સેવાના માર્ગમાં અવરોધ ઉભો કરે છે, પણ જે વ્યક્તિ મનને જીતી લે છે, તે સાચા અર્થમાં આત્મનિર્ભર અને અધ્યાત્મમાં પ્રગતિ પામે છે. તેથી, નિત્યે વિચારવું જોઈએ કે આપણે મનના આદેશ મુજબ ચાલીએ છીએ કે મનને વિવેકપૂર્વક નિયંત્રિત કરીએ છીએ.

### 11. ભગવાનની ભક્તિમાં નિષ્ઠા અને નિષ્કપટતા શા માટે મહત્વની છે?

ભગવાનની ભક્તિમાં નિષ્ઠા અને નિષ્કપટતા એટલા માટે મહત્વની છે કે ભગવાન હંમેશા નિષ્ઠાવાન અને નિષ્કપટ ભક્તો પર પ્રસન્ન થાય છે. જેમ ચીભડું લાવનાર કોળીનો છોકરો મનની લાલચ સામે લડીને ભગવાન માટે પવિત્ર ભાવથી ભેટ લાવ્યો, એટલે મહારાજે તેને દસ શેર સાકર આપી. જ્યારે વાણિયો લાલચના કારણે ગાડું ભરીને ચીભડાં લાવ્યો, ત્યારે મહારાજે તેને કશું આપ્યું નહીં. આથી, ભગવાનની ભક્તિ હંમેશા નિષ્ઠાપૂર્વક અને નિષ્કપટ ભાવથી કરવી જોઈએ,

જેનાથી ભગવાન રાજી થાય છે અને કૃપા કરે છે.

12. **ગુણાતીતાનંદ સ્વામીની વાતોનું અધ્યાત્મિક જીવનમાં શું મહત્વ છે?**
ગુણાતીતાનંદ સ્વામીની વાતો અધ્યાત્મિક જીવનમાં દિશા અને પ્રેરણા આપે છે. તેમાંથી સાચું જ્ઞાન મળે છે, જે જીવનને ઉદ્ધાર માટે ઉપયોગી બને છે. સ્વામીની વાતો દ્વારા મનનું નિયંત્રણ, ભક્તિમાં પ્રગતિ અને નિશ્ચય મજબૂત થાય છે. એ જીવનમાં પ્રત્યક્ષ પથદર્શન પૂરું પાડે છે અને ભગવાનપ્રતિ અડગ નિષ્ઠા રાખવામાં સહાય કરે છે.

]

## < શાસ્ત્રીજી મહારાજ >

**Chapter Name: - [**Chapter Name - શાસ્ત્રીજી મહારાજ**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**




**Chapter Keywords: - [**

બી. એ. પી. એસ. સંસ્થાના સંસ્થાપક શાસ્ત્રીજી મહારાજ, યોગીજી મહારાજના ગુરુ શાસ્ત્રીજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજનો જન્મ - સંવત 1921, મહા સુદ 5(વસંત પંચમી), મહેળાવ ગામમાં શાસ્ત્રીજી મહારાજનો જન્મ, શાસ્ત્રીજી મહારાજના પિતાનું નામ ધોરીભાઈ, શાસ્ત્રીજી મહારાજના માતાનું નામ હેતબા, શાસ્ત્રીજી મહારાજનું બાળપણનું નામ ડુંગર ભક્ત, હોશિયાર અને શૂરવીર ડુંગર ભક્ત, સદ્ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીના શિષ્ય - શાસ્ત્રીજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજનો દીક્ષા દિન - સંવત 1939ના કાર્તિક વદિ પાંચમ, આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ દ્વારા શાસ્ત્રીજી મહારાજને દીક્ષા, શાસ્ત્રીજી મહારાજ એટલે સ્વામી યજ્ઞપુરુષદાસ, પવિત્રતા અને સાધુતાસભર શાસ્ત્રીજી મહારાજ, અક્ષર- પુરુષોત્તમના ઉપાસક - શાસ્ત્રીજી મહારાજ, બોચાસણમાં બી. એ. પી. એસ. સ્વામિનારાયણ મંદિર, બોચાસણ મંદિરમાં પ્રથમ વખત અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ, શાસ્ત્રીજી મહારાજે બંધાવેલા મંદિરો: બોચાસણ - સારંગપુર - ગોંડળ - અટલાદરા - ગઢડા, બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થા(બી.એ.પી.એસ.) ની સ્થાપના, શાસ્ત્રી નારાયણ-સ્વરૂપદાસજી એટલે પ્રમુખસ્વામી મહારાજ, પ્રમુખસ્વામી મહારાજને સંસ્થાના પ્રમુખ તરીકે નીમ્યા, બી.એ.પી.એસ. સંસ્થાના આધ્યાત્મિક ગુરુ યોગીજી મહારાજ, સંવત 2007ના વૈશાખ સુદિ ચોથ સારંગપુર - શાસ્ત્રીજી મહારાજનું અંતર્ધાન, શાસ્ત્રીજી મહારાજના અવિસ્મરણીય કાર્યો, શાસ્ત્રીજી મહારાજનું પવિત્ર જીવન, અક્ષર-પુરુષોત્તમ સિદ્ધાંતના પ્રચારક શાસ્ત્રીજી મહારાજ, શાસ્ત્રીજી મહારાજનું જીવનચરિત્ર અને તેમની સિદ્ધિઓ, બોચાસણવાસી અક્ષરપુરુષોત્તમ સંસ્થાના સંસ્થાપક શાસ્ત્રીજી મહારાજ, સ્વામિનારાયણ સંપ્રદાયમાં શાસ્ત્રીજી મહારાજનું યોગદાન, શાસ્ત્રીજી મહારાજની ભક્તિ અને નિષ્ઠા, શાસ્ત્રીજી મહારાજ દ્વારા અક્ષરપુરુષોત્તમ મૂર્તિ પ્રતિષ્ઠા, અક્ષરપુરુષોત્તમ

ઉપાસના માટે શાસ્ત્રીજી મહારાજનું યોગદાન, શાસ્ત્રીજી મહારાજ અને વિજ્ઞાનાનંદ સ્વામીનો ગુરુ-શિષ્ય સંબંધ, શાસ્ત્રીજી મહારાજ દ્વારા સંસ્કૃત અને શાસ્ત્રીય વિદ્યા પ્રચાર, સ્વામિનારાયણ સંપ્રદાયમાં શાસ્ત્રીજી મહારાજનું મહત્વ અને વારસો.

]

**Chapter Content: - [**

શાસ્ત્રીજી મહારાજનું નામ તો તમે સૌએ સાંભળ્યું હશે. તેઓ યોગીજી મહારાજના ગુરુ.

તેમનો જન્મ સંવત 1921, મહા સુદ 5(વસંત પંચમી)ને દિવસે મહેળાવ ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ધોરીભાઈ ને માતાનું નામ હેતબા. તેમનું બાળપણનું નામ ડુંગર ભક્ત.

ડુંગર ભક્ત નાનપણથી જ બહુ હોશિયાર અને શૂરવીર. ભણવામાં હંમેશાં પહેલો નંબર રાખે. બાળપણમાં જ્યારે બધાં બાળકો રમે, ત્યારે તેઓ ધૂળમાંથી મંદિરો બનાવી તેમાં મૂર્તિ પધરાવી આરતી ઉતારે.

સત્તર વર્ષની નાની ઉંમરે તેમણે ઘર છોડ્યું અને સદ્‌ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીના શિષ્ય તરીકે રહ્યા. સંવત 1939ના કાર્તિક વદિ પાંચમે આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે તેમને સાધુની દીક્ષા આપી અને 'યજ્ઞપુરુષદાસ' નામ પાડ્યું. સંસ્કૃતના અભ્યાસમાં તેમને કોઈ ન પહોંચે. ભલભલા વિદ્વાનોને ચર્ચામાં હરાવી દે. આથી બધા તેમને 'શાસ્ત્રીજી મહારાજ' કહેતા.

તેમના જેવી પવિત્રતા અને સાધુતા કોઈની નહીં. તેઓ અક્ષર- પુરુષોત્તમની વાતો નીડરપણે કરતા. તેથી તેમની સાથેના કેટલાક સાધુઓ તેમને હેરાન કરતા, તેમનું અપમાન કરતા અને મારતા. આવા સંજોગોને લીધે તેઓ વડતાલમાંથી નીકળી ગયા. પછી બોચાસણમાં મંદિર બાંધ્યું અને તેમાં અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ પધરાવી.

એવાં જ વિશાળ મંદિરો તેમણે સારંગપુર, ગોંડળ, અટલાદરા અને ગઢડામાં બાંધ્યાં. હજારો ચોર, પાપી, વ્યસની લોકોને સારા સત્સંગી કર્યા. 'બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થા (બી.એ.પી.એસ.)'ની સ્થાપના કરી. શાસ્ત્રી નારાયણ-સ્વરૂપદાસજી(પ્રમુખસ્વામી મહારાજ)ને એ સંસ્થાના પ્રમુખ તરીકે નીમ્યા અને આપણા સૌના પ્યારા યોગીજી મહારાજ અને પ્રમુખસ્વામી મહારાજ આપણને આપ્યા.

આવાં મહાન કાર્યો કરી, શાસ્ત્રીજી મહારાજ સંવત 2007ના વૈશાખ સુદિ ચોથને દિવસે સારંગપુરમાં અંતર્ધાન થયા.

એવા શાસ્ત્રીજી મહારાજને લાખો વંદન હો!

]

**FAQ: - [**

1. **શાસ્ત્રીજી મહારાજનો જન્મ ક્યાં અને ક્યારે થયો હતો?**
   શાસ્ત્રીજી મહારાજનો જન્મ સંવત 1921, મહા સુદ 5 (વસંત પંચમી)ના રોજ મહેળાવ ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ધોરીભાઈ ને માતાનું નામ હેતબા હતું. તેમનું બાળપણનું નામ ડુંગર ભક્ત હતું.

2. **શાસ્ત્રીજી મહારાજનું બાળપણ જણાવો.**
   શાસ્ત્રીજી મહારાજનું બાળપણનું નામ ડુંગર ભક્ત હતું. ડુંગર ભક્ત નાનપણથી જ ખૂબ હોશિયાર અને શૂરવીર હતા. તેઓ ભણવામાં હંમેશા પહેલો નંબર રાખતા અને જ્યારે અન્ય બાળકો રમતા, ત્યારે તેઓ ધૂળમાંથી મંદિરો બનાવી તેમાં મૂર્તિ પધરાવી આરતી ઉતારતા.

3. **શાસ્ત્રીજી મહારાજને સાધુની દીક્ષા ક્યારે અને કોની દ્વારા મળી હતી?**
   શાસ્ત્રીજી મહારાજને સંવત 1939ના કાર્તિક વદિ પાંચમે આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે સાધુની દીક્ષા આપી હતી અને તેમનું નામ 'યજ્ઞપુરુષદાસ' રાખવામાં આવ્યું હતું.

4. **શાસ્ત્રીજી મહારાજ વડતાલમાંથી કેમ છૂટા પડી ગયા?**

શાસ્ત્રીજી મહારાજ અક્ષર-પુરુષોત્તમની વાતો નિડરપણે કરતા, જેના કારણે કેટલાક સાધુઓ તેમને હેરાન કરતા, અપમાન કરતા અને મારતા. આ સંજોગોને લીધે તેઓ વડતાલમાંથી નીકળી ગયા અને પછી બોચાસણમાં મંદિર બાંધ્યું તથા તેમાં અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ પધરાવી.

5. **શાસ્ત્રીજી મહારાજે કયા કયા સ્થળોએ મંદિર બાંધ્યાં અને કઈ સંસ્થા સ્થાપી?**
શાસ્ત્રીજી મહારાજે બોચાસણ, સારંગપુર, ગોંડળ, અટલાદરા અને ગઢડામાં વિશાળ મંદિરો બાંધ્યાં. હજારો ચોર, પાપી, વ્યસની લોકોને સારા સત્સંગી કર્યા. તેમણે અક્ષરપુરુષોત્તમ મહારાજનું પ્રથમ મંદિર બોચાસણમાં બનાવ્યું અને 'બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થા (બી.એ.પી.એસ.)'ની સ્થાપના કરી. શાસ્ત્રી નારાયણ-સ્વરૂપદાસજી(પ્રમુખસ્વામી મહારાજ)ને એ સંસ્થાના પ્રમુખ તરીકે નીમ્યા અને યોગીજી મહારાજ અને પ્રમુખસ્વામી મહારાજ આપણને આપ્યા.

6. **શાસ્ત્રીજી મહારાજનું અંતર્ધાન ક્યારે અને ક્યાં થયું હતું?**
શાસ્ત્રીજી મહારાજ સંવત 2007ના વૈશાખ સુદિ ચોથને દિવસે સારંગપુરમાં અંતર્ધાન થયા.

7. **શાસ્ત્રીજી મહારાજનો અક્ષરપુરુષોત્તમ ઉપાસના અને BAPS સંસ્થા સ્થાપનામાં શું યોગદાન છે?**
શાસ્ત્રીજી મહારાજે અક્ષરપુરુષોત્તમ ઉપાસનાના નિડર પ્રચારક તરીકે કાર્ય કર્યું અને બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થા (BAPS) ની સ્થાપના કરી. તેમણે અક્ષર અને પુરુષોત્તમના તત્વને સ્પષ્ટ કર્યું અને અનેક મંદિરો સ્થાપી, જ્યાં અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ પધરાવી. ગુણાતીતાનંદ સ્વામી એ મૂળ અક્ષર છે અને ભગવાન સ્વામિનારાયણ એ પૂર્ણ પુરુષોત્તમ છે એ સ્થાપિત કર્યું.

]

# < ઘરમાં અને શાળામાં વર્તણૂક >

**Chapter Name: - [**Chapter Name - ઘરમાં અને શાળામાં વર્તણૂક**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**




**Chapter Keywords: - [**

ઘરમાં અને શાળામાં વર્તણૂક, સત્સંગી બાળકોની સારી રીતભાત અને વર્તણૂક, બી. એ. પી. એસ. સંસ્થામાં બાળમંડળની પ્રવૃતિઓ, સત્સંગી બાળકે સવારે પૂજા કરવી, પૂજા પછી મા-બાપને પગે લાગવું, વડીલોને હંમેશાં માન આપવું, વડીલોની આજ્ઞા પાળવી, વડીલો સાથે વિનયથી વાતચીત કરવી, ખાવા-પીવા અને કપડાં માટે તકરાર ન કરવી, ભાઈ-બહેનોને મદદ કરવી, બહારનું કે હૉટલનું ખાવું નહીં, ટીવી કે સિનેમા જોવા નહીં, ચોરી ન કરવી, સારી રીતભાત રાખવી, મા-બાપનાં અને ગુરુનાં વખાણ કરવા, જૂઠું બોલવું નહીં, મા-બાપની સામું બોલવું નહીં, ખરાબ છોકરાની સોબત કે ખરાબ વ્યસન રાખવું નહીં, ગાળ્યા વગરનું પાણી કે દૂધ પીવું નહીં, હંમેશાં સાચું જ બોલવું, માબાપને માન આપવું, હંમેશાં પૂજા કરવી, હંમેશાં તિલક-ચાંદલો કરવો, હંમેશાં અભ્યાસ કરવો, હંમેશાં બાળમંડળમાં જવું, હંમેશાં મંદિરમાં જવું, ગુરુની આજ્ઞાનું પાલન કરવું, સંસ્કાર અને સત્સંગી જીવનશૈલી, બાળકોને સંસ્કારી અને પરિવાર તેમજ સમાજ માટે સન્માન લાયક બનાવવાની પ્રેરણા, સત્સંગી બાળકની સાચી જીવનશૈલી, સત્સંગી જીવન માટે સારા સંસ્કારો, બાળકો માટે ધાર્મિક શિક્ષણ, સત્સંગી બાળકો માટે નિયમો અને રીતભાત, સત્સંગ અને શિસ્તબદ્ધ જીવન, મા-બાપ માટે સંતાનમાં સંસ્કાર કેવી રીતે ઉપજાવવા, સત્સંગી બાળકના જીવનમાં પૂજાનું મહત્વ, બાળમંડળમાં શિસ્ત અને સદાચાર શીખવું, મંદિરમાં જવાનું અને પૂજા કરવાનું મહત્વ, સારાં મિત્રો બનાવવાના ધર્મિક નિયમો, સત્સંગી બાળકો માટે શિસ્ત અને સદાચારના નિયમો, સત્સંગી જીવનશૈલી અને સત્સંગનું મહત્વ, બાળકોમાં સારા સંસ્કારો કેવી રીતે વિકસાવવા, પારિવારિક જીવનમાં શિસ્ત અને સંતાનના સંસ્કાર, શિક્ષણ અને ધાર્મિક સંસ્કાર સાથે બાળકોનું ભવિષ્ય ઘડવું, સત્સંગી જીવન માટે સારા આચાર અને વ્યવહાર, સત્સંગી બાળક માટે શ્રેષ્ઠ દૈનિક નિયમો, મા-બાપ માટે બાળકોમાં સદાચાર વિકસાવવાની રીતો, સત્સંગ અને માતા-પિતા માટે બાળકોનું ધાર્મિક ઘડતર, પારિવારિક જીવનમાં સત્સંગ અને સદાચારનું મહત્વ, બાળકો માટે ધાર્મિક શિક્ષણ અને પૂજાનું મહત્વ, સત્સંગ અને શુભ સંસ્કારો દ્વારા સંતાનનું ઘડતર, સત્સંગી સંતાન માટે ટીવી - સિનેમા અને ખરાબ આદતોથી બચવું, સત્સંગ અને સંસ્કારી જીવન માટે નૈતિક શિક્ષણના ઉપાયો.

**]**

**Chapter Content: - [**

આપણે સત્સંગી બાળકો છીએ. આપણે બાળમંડળમાં જઈએ છીએ. આપણી રીતભાત, વર્તણૂક વગેરે સારાં હોવાં જોઈએ. આપણે જૂઠું બોલીએ, કોઈની સાથે ઝઘડો કરીએ તો લોકો જાણે કે આનાં મા-બાપ આવાં હશે? આના ગુરુ આવા

હશે? આને બાળમંડળમાં આવું શીખવતા હશે? આમ, આપણા ખરાબ વર્તનથી આપણાં મા-બાપનું, ગુરુનું, આપણા મંડળનું બધાંનું નામ ખરાબ થાય. માટે આપણે રીતભાત સુધારવી જ જોઈએ.

સત્સંગી બાળકે સવારે પૂજા કર્યા પછી મા-બાપને પગે લાગવું જોઈએ. કેટલાંક બાળકો મા-બાપની સાથે ને મોટાં ભાઈ-બહેનો સાથે ઉદ્ધતાઈથી વર્તે છે એ સારું ન કહેવાય. વડીલોને હંમેશાં માન આપવું જોઈએ. તેમની સાથે ઊંચે સાદે ન બોલાય. તેમની આજ્ઞા આપણે માનવી જ જોઈએ. તેમની સાથે વાતચીત પણ ખૂબ જ વિનયથી કરવી જોઈએ. જવાબ આપતી વખતે માનવાચક શબ્દો વાપરવા જોઈએ.

કેટલાંક બાળકો કપડાં માટે, ખાવા-પીવા માટે પણ ખૂબ જ તકરાર કરતાં હોય છે. 'મારે આવાં જ કપડાં જોઈએ. ઈસ્ત્રી કર્યા વગર કપડાં હું ન પહેરું. મને આવું શાક ભાવે જ નહીં. મારે અમુક જ ચીજ ખાવા જોઈએ.' આવું કેટલાંક બાળકો બોલે છે. આ ઠીક ન કહેવાય. આપણને જે કાંઈ ખાવા મળે તે શાંતિથી જમી લેવું. શ્રીજીમહારાજના સાચા શિષ્ય હોય તે ખાવા-પીવા અને કપડાં માટે તકરાર ન કરે; આપણને મા-બાપ જે કપડાં આપે તે પહેરવાં. કદાચ ન ગમતાં હોય તો શાંતિથી કહેવું, પણ તકરાર તો કરવી જ નહીં.

એવી રીતે કેટલાંક બાળકો પોતાનાં નાનાં ભાઈ-બહેનો સાથે પણ ઝઘડતાં હોય છે. નાના ભાઈઓ સાથે વાદ કરે: 'મારો ભાઈ કામ કરે તો જ હું કરું. એને સારી વસ્તુ આપો છો ને મને આવી કેમ? એ પેનથી લખે ને હું પેન્સિલથી શા માટે લખું?' આવું પણ કેટલાંક બાળકો બોલતાં હોય છે. સત્સંગી બાળક આવું ન બોલે. એ પોતાનાં ભાઈ-બહેનોનો વાદ ન કરે. એ ભાઈ-બહેનોને મદદ કરે. એ નાનાં ભાઈ-બહેનોને મારે કે હેરાન ન કરે. પોતાનાં ઘરનાં સૌ સાથે હળીમળીને રહે.

કેટલાંક બાળકો પૈસા બહુ વાપરવા માગે. ઘરનું ખાવાનું તો તેમને ભાવે જ નહીં. બજારનું કે હૉટલનું ખાવાનું હોય તો જ તેમનું પેટ ભરાય. રોજ મિત્રો સાથે હૉટલમાં જવા જોઈએ. કલાકોના કલાકો ટીવી જોયા જ કરે. સિરિયલો અને ફિલ્મો જોવા જોઈએ જ. આ બધા શોખ માટે પૈસા ન મળે તો ઘરમાંથી છાનામાના પૈસા ઉપાડી લે. આવી રીતે પોતાના શોખ પૂરા કરે. તેમને દોસ્તી પણ આવા છોકરા સાથે જ હોય.

આ બધી ટેવો બહુ જ ખરાબ છે.

સત્સંગી બાળક બહારનું કે હૉટલનું ખાય જ નહીં. તે બહુ ગંદું ને અપવિત્ર હોય છે. તે ખાવાથી ખરાબ સંસ્કાર પડે છે.

સત્સંગી બાળક ટીવી કે સિનેમા જુએ જ નહીં.

ચોરી તો સત્સંગી બાળક કરે જ નહીં. કોઈ વખત કોઈ ચીજની જરૂર હોય તો તે માટે મા-બાપ પાસેથી માગીને પૈસા લે, પણ ચોરી તો કરે જ નહીં.

સત્સંગી બાળક હંમેશાં સારા છોકરાની સોબત જ રાખે. રખડુ, ચોર, જૂઠાબોલા છોકરાની સોબત રાખે જ નહીં.

સત્સંગી બાળકની રીતભાત સારી હોય તો સૌ તેનાં વખાણ કરે, માન આપે. તેનાં મા-બાપનાં અને ગુરુનાં વખાણ કરે. સૌ તેના પર પ્રેમ કરે.

માટે આપણે આજથી જ નક્કી કરીએ કે -

અમે કદી ચોરી કરીશું નહીં.
અમે કદી જૂઠું બોલીશું નહીં.
અમે કદી બજારનું કે હૉટલનું ખાઈશું નહીં.
અમે કદી ટીવી-સિનેમા જોઈશું નહીં.
અમે કદી મા-બાપની સામું બોલીશું નહીં.
અમે કદી ખાવા-પીવા કે કપડાં માટે ઝઘડો કરીશું નહીં.
અમે કદી નાનાં ભાઈ-બહેનો સાથે તકરાર કરીશું નહીં.
અમે ખરાબ છોકરાની સોબત કે ખરાબ વ્યસન રાખીશું નહીં.
અમે કદી ગાળ્યા વગરનું પાણી કે દૂધ પીશું નહીં.

પરંતુ,

અમે હંમેશાં સાચું જ બોલીશું.
અમે હંમેશાં માબાપને માન આપીશું.

અમે હંમેશાં પૂજા કરીશું.
અમે હંમેશાં તિલક-ચાંદલો કરીશું.
અમે હંમેશાં અભ્યાસ કરીશું.
અમે હંમેશાં બાળમંડળમાં જઈશું.
અમે હંમેશાં મંદિરમાં જઈશું.
અમે હંમેશાં ગુરુની આજ્ઞાનું પાલન કરીશું.

]

**FAQ: - [**

1. **BAPS સત્સંગી બાળક તરીકે સારું વર્તન રાખવું શા માટે જરૂરી છે?**
   સત્સંગી બાળક તરીકે આપણું વર્તન અને રીતભાત સારાં હોવા જોઈએ, કારણ કે આપણા નકારાત્મક આચરણથી મા-બાપ, ગુરુ અને મંડળનું નામ ખરાબ થાય. લોકો આપણા વર્તન પરથી આપણા સંસ્કાર અને શિક્ષણ વિશે મત બનાવી શકે છે, તેથી સારા સંસ્કારો અને શિસ્તબદ્ધ જીવન અપનાવવું જરૂરી છે, જે આપણા સારા જીવન માટે જરૂરી છે.

2. **BAPS સત્સંગી બાળક તરીકે વડીલો પ્રત્યે કેવું વલણ રાખવું જોઈએ?**
   સત્સંગી બાળક તરીકે વડીલો પ્રત્યે હંમેશાં આદરભાવ રાખવો જોઈએ. સવારે પૂજા કર્યા પછી મા-બાપના આશીર્વાદ લેવા જોઈએ. વડીલો સાથે ઉદ્ધતાઈથી વર્તવું નહીં અને તેમની આજ્ઞાનું પાલન કરવું જોઈએ. તેઓ સાથે નમ્રતા અને વિનયપૂર્વક વાત કરવી જોઈએ. જવાબ આપતી વખતે માનવાચક શબ્દો વાપરવા જોઈએ અને તેમની સાથે હંમેશા સંસ્કારી અને શિસ્તબદ્ધ વ્યવહાર કરવો જોઈએ.

3. **BAPS સત્સંગી બાળક તરીકે ખાવા-પીવા, કપડાં અને દૈનિક જીવનની શિસ્ત કેવી હોવી જોઈએ?**
   સત્સંગી બાળક તરીકે ખાવા-પીવા અને કપડાં માટે તકરાર ન કરવી જોઈએ. જે પણ ભોજન મળે તેને શાંતિથી સ્વીકારવું અને માતા-પિતા જે કપડાં આપે તે સહજતાથી પહેરવા જોઈએ. જો કંઈ ગમતું ન હોય તો શાંતિપૂર્વક કહેવું, પણ ઝઘડો કે મતભેદ ન કરવો. સત્સંગી બાળક નાનાં ભાઈ-બહેનો સાથે પણ પ્રેમ અને સહકારથી રહે. તેમના સાથે ઝઘડો ન કરે, સહાય કરે અને હંમેશા હળીમળીને જીવવાનું શીખે. ખોટા શોખ, જેમ કે બજારનું ખાવું, હોટેલ જવું કે કલાકો સુધી ટીવી જોવું, આ બધું સત્સંગી જીવન માટે યોગ્ય નથી. સત્સંગી બાળક સારા દોસ્ત બનાવે, માતા-પિતાની આજ્ઞા માને અને પોતાની શિસ્તબદ્ધ જીવનશૈલી વિકસાવે.

4. **BAPS સત્સંગી બાળક તરીકે ચોરી અને ખરાબ સોબતથી શા માટે દૂર રહેવું જોઈએ?**
   સત્સંગી બાળક તરીકે ક્યારેય ચોરી ન કરવી જોઈએ. જો કોઈ વસ્તુની જરૂર હોય, તો મા-બાપ પાસેથી વિનમ્રતાથી માગવી જોઈએ, પણ કદી ચોરી કરીને ન લાવવી. ચોરી એ નૈતિક અને આધ્યાત્મિક રીતે અયોગ્ય છે. તેમજ, સત્સંગી બાળક હંમેશા સારા અને સદાચારી મિત્રોની સોબત રાખે. રખડું, ચોરી કરનાર, જૂઠું બોલનાર કે ખરાબ આચાર ધરાવતા લોકો સાથે મિત્રતા ન રાખવી જોઈએ. જ્યારે સત્સંગી બાળક સારા સંસ્કારો અપનાવે છે, તો તેના પર સૌ પ્રેમ કરે છે. લોકો તેનાં આચાર-વિચારના વખાણ કરે છે અને તેના મા-બાપ અને ગુરુની પ્રશંસા થાય છે. તેથી હંમેશાં સદ્ગુણો ધરાવી અને સારા મિત્રો બનાવવા જોઈએ.

5. **BAPS સત્સંગી બાળક તરીકે કયા સંકલ્પો લેવાની જરૂર છે?**
   સત્સંગી બાળક તરીકે સાચા માર્ગે ચાલવા અને નૈતિક જીવન જીવવા માટે અમુક સંકલ્પો લેવાની જરૂર છે. તે સંકલ્પો આ મુજબ છે:
   1. અમે કદી ચોરી કરીશું નહીં.
   2. અમે કદી જૂઠું બોલીશું નહીં.

3. અમે કદી બજારનું કે હૉટલનું ખાઈશું નહીં.
4. અમે કદી ટીવી-સિનેમા જોઈશું નહીં.
5. અમે કદી મા-બાપની સામું બોલીશું નહીં.
6. અમે કદી ખાવા-પીવા કે કપડાં માટે ઝઘડો કરીશું નહીં.
7. અમે કદી નાનાં ભાઈ-બહેનો સાથે તકરાર કરીશું નહીં.
8. અમે ખરાબ છોકરાની સોબત કે ખરાબ વ્યસન રાખીશું નહીં.
9. અમે કદી ગાળ્યા વગરનું પાણી કે દૂધ પીશું નહીં.

### 6. BAPS સત્સંગી બાળક તરીકે કઈ સારા આદતો અપનાવવી જોઈએ?

સત્સંગી બાળક તરીકે હંમેશાં સદાચારમય અને શિસ્તબદ્ધ જીવન જીવવા માટે નીચેના સારા સંકલ્પો લેવા જોઈએ:

1. અમે હંમેશાં સાચું જ બોલીશું.
2. અમે હંમેશાં મા-બાપને માન આપીશું.
3. અમે હંમેશાં પૂજા કરીશું.
4. અમે હંમેશાં તિલક-ચાંદલો કરીશું.
5. અમે હંમેશાં અભ્યાસ કરીશું.
6. અમે હંમેશાં બાળમંડળમાં જઈશું.
7. અમે હંમેશાં મંદિરમાં જઈશું.
8. અમે હંમેશાં ગુરુની આજ્ઞાનું પાલન કરીશું.

]

# < પૂંજો ડોડિયો >

**Chapter Name: - [**Chapter Name -   પૂંજો ડોડિયો**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

પાણવી ગામના રજપૂત ભક્ત પૂંજા ડોડિયા, શ્રીજી મહારાજના (ભગવાન સ્વામિનારાયણ) કૃપાપાત્ર પૂંજા ડોડિયા, શ્રીજી મહારાજના (ભગવાન સ્વામિનારાયણ) પ્રેમીભક્ત પૂંજા ડોડિયા, પૂંજા ડોડિયાનો સંકલ્પ, અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામી, પૂંજા ડોડિયાને મહારાજના મહિમાની વાર્તા કરી, મહારાજમાં અખંડ વૃત્તિ રહેવી, ગામ સજેલી ને વજેલી વચ્ચેનો ખીજડો, શ્રીજી મહારાજની (ભગવાન સ્વામિનારાયણ) પ્રિય માણકી ઘોડી, માણકી ઘોડી પર સાક્ષાત્ ભગવાન બેસે છે, શ્રીજી મહારાજ અને માણકી ઘોડીનો પવિત્ર સંબંધ, શ્રીજી મહારાજની (ભગવાન સ્વામિનારાયણ) અંતિમ ક્રિયા, પૂંજા ડોડિયાનો અન્ન-જળનો ત્યાગ, પૂંજા ડોડિયાની પ્રેરણાદાયી ભક્તિ, શરણાગતિનું ઉત્તમ ઉદાહરણ - પૂંજા ડોડિયા, પૂંજા ડોડિયાની ભક્તિ અને સમર્પણ, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યે અખંડ શ્રદ્ધા, સંતોના સત્સંગ દ્વારા આત્મકલ્યાણ, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) દર્શન માટે તપસ્યા, ભગવાન માટે જીવનનો ત્યાગ, સાચા ભક્તનો ભગવાન સાથે સંબંધ, સાચા ભક્તનો ભગવાન પ્રત્યેનો શ્રદ્ધાભાવ, ભગવાન માટે જીવન સમર્પણ કરનાર ખરા ભક્ત, પૂંજા ડોડિયાની અનન્ય ભક્તિ અને ત્યાગ, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યેની નિસ્વાર્થ ભક્તિ, ભગવાન માટે પોતાનું સર્વસ્વ સમર્પિત કરનાર ભક્ત, માણકી ઘોડી પ્રત્યે અપાર મહિમા, શ્રીજી મહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

પાણવી ગામમાં પૂંજા ડોડિયા રજપૂત ભક્ત હતા. સત્સંગી થયા પહેલાં એમણે સંકલ્પ કર્યો કે ભગવાન ન મળે તો દેહ પાડવો. તે માટે નાના ગોપનાથ જઈને મહાદેવને બાથ ભરીને સમુદ્રમાં પડવા ગયા, પણ આકાશવાણી સંભળાણી: 'સ્વામિનારાયણ ભગવાન પ્રગટ થયા છે. તેના સંત તને મળશે.' એટલે પૂંજાભાઈ ઘરે પાછા આવ્યા.

એક દિવસ પૂંજાભાઈ સવારમાં સાંતી લઈને ખેતરમાં જતા હતા, ત્યાં કૃપાનંદ સ્વામી અને ગુણાતીતાનંદ સ્વામી સામે મળ્યા. સંતોને જોઈને ભક્તરાજ દોડીને પગમાં પડ્યા અને કહે: 'મને ભગવાનનો ભેટો કરાવો.' એમ કહી સંતોને આગ્રહ કરીને ઘરે તેડી ગયા અને રસોઈ કરાવીને જમાડ્યા. મુમુક્ષુ જાણીને સ્વામીએ મહારાજના મહિમાની વાર્તા કરી. વર્તમાન ધરાવ્યાં. પૂંજાભાઈને સત્સંગી કર્યા.

પૂંજા ડોડિયાને સત્સંગનો રંગ ખરેખરો લાગ્યો. મહારાજમાં અખંડ વૃત્તિ રહેવા લાગી. પોતાની દીકરી પરણાવેલી હતી તેને ઉપદેશ આપ્યો ને સંસાર છોડાવી સાંખ્યયોગી ત્યાગી કરી; અને જમાઈને પણ સંસાર ખોટો કરાવી ત્યાગી બનાવ્યા.

કારિયાણીના વસ્તાખાચરને પૂંજા ભક્તે કહેલું કે 'જ્યારે મહારાજ તમારે ત્યાં પધારે ત્યારે મને ખબર આપવી.'

એક વખત શ્રીજીમહારાજ અચાનક કારિયાણી પધાર્યા, એટલે વસ્તાખાચરે ગંગારામ દવેને પાણવી મોકલ્યા. પૂંજાભાઈ ખેતરમાં સાંતી હાંકે. ત્યાં ગંગારામ દવેએ સમાચાર આપ્યા. એટલે બળદિયા સહિત સાંતીડું પૂંજાભાઈએ ગામને મારગે ચડાવી દીધું અને પોતે એકદમ દોડ્યા. કારિયાણી આવ્યા.

દરબારમાં આવી પૂછ્યું, ત્યારે દરબાર કહે: 'મહારાજ તો હમણાં જ સારંગપુર પધારી ગયા.'

આ સાંભળી ભૂખ્યા ને તરસ્યા પૂંજાભાઈએ સારંગપુર તરફ દોટ મૂકી.

આ બાજુ સારંગપુર જતાં રસ્તામાં ગામ સજેલી ને વજેલી વચ્ચે ખીજડો છે, ત્યાં મહારાજ વિશ્રમ લેવા બેઠા. નાજા જોગિયાને મહારાજ કહે: 'તરસ બહુ લાગી છે.'

બે-ચાર વાર નાજા જોગિયાએ મહારાજને જળપાન કરાવ્યું, પણ મહારાજની તરસ છીપે નહીં.

એવામાં મહારાજ એકાએક ખીજડા ઉપર ચડ્યા અને દૂરથી પૂંજા ભક્તને દોડતાં આવતાં જોયા. મહારાજ તરત નીચે ઊતર્યા ને ઠંડા પાણીની બતક લઈને પૂંજા ભક્તની સામે દોડ્યા. એમને ભેટ્યા, પાણી પાયું અને ખીજડાને છાંયે હાથ ઝાલી બેસાડ્યા.

મહારાજ કહે: 'નાજા! હવે મારી તરસ છીપી.'

પૂંજો ભક્ત ખરેખરા ભક્ત હતા. શ્રીજીમહારાજનો તો તેમને અપાર મહિમા, પણ મહારાજની માણકી ઘોડીનો પણ તેમને બહુ મહિમા. 'અહો! આ માણકી પર સાક્ષાત્ ભગવાન બેસે છે. તેનાં કેટલાં મોટાં ભાગ્ય કહેવાય?' એમ સમજી માણકીને માટે તેઓ જાતે ખડ વીણી લાવતા. ખડ પણ લીલુંછમ, તેમાં જરા પણ કાંકરી ન આવવી જોઈએ, કાંટો ન આવવો જોઈએ, તેમાં ગંદકી ન હોવી જોઈએ. એકદમ ચોખ્ખું અને સરસ ખડ જોઈએ. કારણ? શ્રીજીમહારાજનો સંબંધ છે તેથી માણકી તો મુક્ત છે. તેને કાંઈ જેવું-તેવું ખવરાવાય?

એક વખત આવી રીતે સરસ ખડ વીણી તેનો ભારો બાંધી ગાડામાં નાખી ગઢડા આવતા હતા. આ બાજુ તો મહારાજ ધામમાં પધાર્યા.

મહારાજની અંતિમ ક્રિયા માટેનો સામાન લેવા ભગુજી ને રતનજી જતા હતા. રસ્તામાં પૂંજાભાઈ મળ્યા.

ભગુજીએ પૂછ્યું: 'પૂંજાભાઈ! ક્યાં જાઓ છો?'

પૂંજાભાઈ કહે: 'માણકી ઘોડી માટે ખડ આપવા જાઉં છું. ત્યાં મહારાજનાં દર્શન કરીશ.'

ભગુજી કહે: 'માણકી પર બેસનારા શ્રીજીમહારાજ તો ધામમાં ગયા છે.'

આ સમાચાર સાંભળતાં જ ખડના ભારા પર પૂંજા ભક્ત બેઠા હતા ત્યાંથી નીચે પડી ગયા. તેમને મૂર્છા આવી હતી.

એક પહોર પછી તે ભાનમાં આવ્યા. તેમને કંઠે પ્રાણ આવી ગયા હતા. તેમણે અનાજ કે પાણી કંઈ લીધું નહીં.

ગઢડા આવીને ગોપાળાનંદ સ્વામી પાસે આવ્યા. બહુ જ શોક કરવા લાગ્યા. ગોપાળાનંદ સ્વામીએ તેમને જમવા કહ્યું તો તે કહે કે 'હવે મને અન્ન-જળ ગળે નહીં ઊતરે.'

સ્વામીએ તેમને અન્ન-જળનો ત્યાગ કરવા ના પાડી. ત્યારે પૂંજાભાઈ કહે: 'મને ગળાની નીચે કાંઈ ઊતરતું જ નથી અને હું જાણીને ન લેતો હોઉં તો મને સર્વે પરમહંસના સમ છે. મને શ્રીજી-મહારાજની ઇચ્છાથી જ આમ થયું હોય તો તેઓ મને તેરમાને દિવસે તેડી જશે.'

આ બધા દિવસો તેમણે અન્ન-જળ લીધા વિના એક જુવાનની જેમ જ કાર્ય કર્યું. તેરમાને દિવસે સૌ જમી રહ્યા પછી તેમણે

દેહ છોડી દીધો. શ્રીજીમહારાજ તેમને તેડવા આવ્યા તે સૌએ દર્શન કર્યાં.

આવા પ્રેમી હતા પૂંજો ડોડિયો.

]

**FAQ: - [**

1. **રજપૂત ભક્ત પૂંજા ડોડિયાએ ભગવાનને મેળવવા માટે શું સંકલ્પ કર્યો હતો?**
   પૂંજા ડોડિયા રજપૂત ભક્તે સંકલ્પ કર્યો હતો કે જો તેમને ભગવાન ન મળે તો તેઓ દેહ છોડશે. તે માટે તેઓ નાના ગોપનાથ જઈને મહાદેવને બાથ ભરીને સમુદ્રમાં પડવા ગયા, પરંતુ આકાશવાણી થઈ કે 'સ્વામિનારાયણ ભગવાન પ્રગટ થયા છે અને તેમના સંત તને મળશે.' આ સાંભળી તેઓ ઘરે પાછા આવ્યા.

2. **પૂંજા ડોડિયા કેવી રીતે સ્વામિનારાયણના સત્સંગી બન્યા?**
   એક દિવસ પૂંજા ડોડિયા ખેતરમાં સાંતી લઈને જતા હતા ત્યારે તેઓને કૃપાનંદ સ્વામી અને ગુણાતીતાનંદ સ્વામી મળ્યા. સંતોને જોઈ તેઓ દોડી ગયા અને તેમના પગમાં પડી કહ્યું, "મને ભગવાનનો ભેટો કરાવો." પૂંજાભાઈ સંતોને આગ્રહ કરીને ઘરે લઈ ગયા, રસોઈ કરાવી અને જમાડ્યા. મુમુક્ષુ ભક્ત જાણીને સ્વામીએ શ્રીજીમહારાજના મહિમાની વાર્તા કરી અને તેમને વર્તમાન ધારણ કરાવ્યું. આ રીતે પૂંજા ડોડિયા સત્સંગી બન્યા અને શ્રીજીમહારાજમાં તેમની અખંડ વૃત્તિ રહેવા લાગી.

3. **પૂંજા ડોડિયાની સત્સંગ પ્રત્યેની અખંડ ભક્તિ કેવી દર્શાઈ?**
   પૂંજા ડોડિયાને સત્સંગનો ખરેખરો રંગ લાગ્યો હતો અને તેમની શ્રીજીમહારાજમાં અખંડ વૃત્તિ રહેવા લાગી. તેઓએ માત્ર પોતાનું નહીં પરંતુ પોતાના કુટુંબનો પણ આધ્યાત્મિક ઉદ્ધાર કર્યો. તેમણે પોતાની પરણાવેલી દીકરીને ઉપદેશ આપ્યો અને સંસાર છોડાવી સાંખ્યયોગી ત્યાગી બનાવી. જમાઈને પણ સંસાર ખોટો કરાવી ત્યાગી જીવન અપનાવવા પ્રેર્યા. આ દ્વારા તેઓની સત્સંગ પ્રત્યેની અનન્ય ભક્તિ અને સમર્પણ દેખાય છે.

4. **પૂંજા ડોડિયાની શ્રીજી મહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યેની અનન્ય ભક્તિ દર્શાવો.**
   પૂંજા ડોડિયાએ વસ્તાખાચરને કહ્યું હતું કે જ્યારે શ્રીજીમહારાજ પધારે ત્યારે તેમને જરૂરથી ખબર આપવી. જ્યારે મહારાજ અચાનક કારિયાણી પધાર્યા, ત્યારે ગંગારામ દવે પૂંજાભાઈને સમાચાર આપવા પાણવી ગયા. પૂંજાભાઈ ખેતરમાં સાંતી હાંકી રહ્યા હતા, પણ ખબર મળતાં જ તેઓ બળદિયા સહિત સાંતીડું છોડીને તાત્કાલિક દોડ્યા. જ્યારે તેઓ કારિયાણી પહોંચ્યા, ત્યારે તેમને ખબર પડી કે મહારાજ સારંગપુર પધારી ગયા છે. ભૂખ્યા-તરસ્યા છતાં, પૂંજાભાઈ મહારાજના દર્શન માટે સારંગપુર તરફ દોડ્યા. તે સમયે મહારાજ એક ખીજડાની છાંયે વિશ્રામ લઈ રહ્યા હતા, પણ તેમને તરસ છીપતી ન હતી. એ દરમિયાન મહારાજે પૂંજા ભક્તને દૂરથી દોડતાં જોયા અને તરત જ ઠંડુ પાણી લઈને તેમની સામે દોડ્યા. પૂંજાભાઈને પાણી પીવડાવ્યું અને ખીજડાની છાંયે બેસાડ્યા. ત્યારે મહારાજે નાજા જોગિયાને કહ્યું, "હવે મારી તરસ છીપી." આ પ્રસંગ પૂંજા ડોડિયાની અનન્ય ભક્તિ દર્શાવે છે, કે મહારાજ માટે તેઓ કોઈપણ પરિસ્થિતિમાં દોડતા આવી શકે અને મહારાજે પણ તેમના પ્રેમને મહત્વ આપ્યું.

5. **પૂંજા ડોડિયાની માણકી ઘોડી પ્રત્યેની ભાવનાશીલ ભક્તિ કેવી હતી?**
   પૂંજા ડોડિયા માત્ર શ્રીજીમહારાજ પ્રત્યે જ નહીં, પણ મહારાજની માણકી ઘોડી પ્રત્યે પણ અત્યંત ભાવનાશીલ ભક્તિ ધરાવતા હતા. તેમને માન્યતા હતી કે આ માણકી પર સાક્ષાત્ ભગવાન બેસે છે, એટલે તે પણ મુક્ત છે. તેથી, પૂંજા ડોડિયા માણકી માટે ખાસ ખડ (ચણ) જાતે વીણી લાવતા. આ ખડ એકદમ લીલુંછમ, સ્વચ્છ અને કાંકરી કે કાંટા વગરનું હોવું જોઈએ, જેથી માણકીને ખાવામાં કોઈ તકલીફ ન થાય. શ્રીજીમહારાજનો સંબંધ છે, એટલે માણકી માટે તેઓ શ્રેષ્ઠ ભોજનની વ્યવસ્થા કરતા. આ પ્રકરણ પૂંજા ડોડિયાની સચોટ અને નિઃસ્વાર્થ ભક્તિને દર્શાવે છે, કે તેઓ માત્ર મહારાજ જ નહીં, પણ મહારાજ સાથે જોડાયેલા દરેક બાબત પ્રત્યે પણ શ્રદ્ધાભાવ રાખતા હતા.

### 6. પૂંજા ડોડિયાની મહારાજ માટેની નિષ્ઠા અને સમર્પણ કેવી રીતે દર્શાય છે?

પૂંજા ડોડિયા શ્રીજીમહારાજ પ્રત્યે અખંડ અને નિઃસ્વાર્થ ભક્તિ ધરાવતા હતા. એક વખત તેઓ માણકી ઘોડી માટે ખડ લઈને ગઢડા જતા હતા, અને તેમને આશા હતી કે ત્યાં શ્રીજીમહારાજના દર્શન થશે. માર્ગમાં ભગુજી અને રતનજી મળ્યા, જેમણે સમાચાર  આપ્યા કે મહારાજ હવે ધામ પધારી ગયા છે. આ સાંભળતાં જ પૂંજાભાઈ શોકમાં ખડના ભારા પર બેઠા બેઠા નીચે પડી ગયા અને મૂર્છિત થઈ ગયા. જ્યારે તેઓ એક પહોર પછી ભાનમાં આવ્યા, ત્યારે તેમણે અન્ન-જળનો ત્યાગ કરી દીધો. આ દર્શાવે છે કે શ્રીજીમહારાજ પ્રત્યે તેમની ભક્તિ એટલી ઊંડી હતી કે શ્રીજીમહારાજના વિયોગમાં તેઓને દુન્યવી વસ્તુઓ પ્રત્યે કોઈ આકર્ષણ કે સમજણ પણ રહી ન હતી.

### 7. પૂંજા ડોડિયાની શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યેની નિષ્ઠા અને તેમના અંતિમ ક્ષણોનું મહત્વ કેવી રીતે વ્યક્ત થાય છે?

શ્રીજીમહારાજના વિયોગમાં પૂંજા ડોડિયાએ ગઢડા આવી ગોપાળાનંદ સ્વામી પાસે શોક વ્યક્ત કર્યો અને જણાવ્યું કે હવે અન્ન-જળ ગળે નહીં ઊતરે. ગોપાળાનંદ સ્વામીએ તેમને સમજાવવાનો પ્રયાસ કર્યો, પણ પૂંજા ડોડિયાએ કહ્યું કે શ્રીજીમહારાજની ઇચ્છાથી તેઓ તેને તેરમાના દિવસે તેડી જશે. તેમણે અન્ન-જળ લીધા વિના પણ ઉર્જાસભર જીવન વ્યતીત કર્યું, અને જે દિવસે તેરમું ઉજવાયું, તે દિવસે શાંતિપૂર્વક દેહ તજી દીધો. તે સમયે શ્રીજીમહારાજ તેમને તેડવા પધાર્યા હતા અને તે દૈવી દર્શન ઘણાં સંત-ભક્તોએ કર્યા. આ પ્રસંગ પૂંજા ડોડિયાની અખંડ ભક્તિ, નિષ્ઠા અને મહારાજ પ્રત્યેની પ્રેમભક્તિનું ઉત્તમ ઉદાહરણ છે.

### 8. સ્વામિનારાયણ ભગવાનના ભક્તરાજ પૂંજા ડોડિયાના જીવનમાંથી આપણે શું શીખી શકીએ છીએ?

પૂંજા ડોડિયાનું જીવન અખંડ ભક્તિ, નિષ્ઠા અને સમર્પણનું ઉત્તમ ઉદાહરણ છે. તેમણે સત્સંગ માટે દરેક પ્રકારની વૈશ્વિક બાબતોનો ત્યાગ કર્યો અને શ્રીજીમહારાજ પ્રત્યે અતૂટ શ્રદ્ધા રાખી. તેમની ભૂમિકા આપણને શીખવે છે કે ભક્તિ અને સમર્પણ સાથે જીવવું એ જીવનનું પરમ ધ્યેય છે. મહારાજ પ્રત્યેનો પ્રેમ અને અખંડ શરણાગતિ ધરાવતા ભક્તને અંતે ભગવાનના સાક્ષાત્કાર થાય છે, જે પૂંજા ડોડિયાના જીવનમાંથી સ્પષ્ટ થાય છે.

]

## < નાથ ભક્ત >

**Chapter Name: - [**Chapter Name - નાથ ભક્ત**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) પરમ ભક્ત નાથ ભક્ત, નાથ ભક્તની ઊંચી ભક્તિ, નાથ ભક્તનાં પત્ની પણ ઉત્તમ ભક્ત, નાથ ભક્તનાં દીકરોનું નામ – પ્રભુદાસ, નાની ઉંમરે જ સમાધિ પ્રાપ્ત કરનાર પ્રભુદાસ, સોળ વર્ષની નાની ઉંમરે પ્રભુદાસ ધામમાં ગયા, નાથ ભક્તે ગામમાં સાકર વહેંચી, વડોદરાના નાથ ભક્તની અમૂલ્ય ભક્તિ, ભગવાન સ્વામિનારાયણના શ્રદ્ધાળુ ભક્તો, નાથ ભક્ત અને તેમની ઉંચી આધ્યાત્મિક સમજણ, સમાધિ અનુભવ કરનારા પ્રભુદાસની કથા, નાથ ભક્તની શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યે અનન્ય ભક્તિ, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યે નાથ ભક્તનો અખંડ પ્રેમ, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) અને ભક્તો વચ્ચેના દિવ્ય પ્રસંગો, નાથ ભક્તની ભક્તિ પર શ્રીજીમહારાજની (ભગવાન સ્વામિનારાયણ) પ્રસન્નતા, શ્રીજીમહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

વડોદરામાં કાછિયા પટેલ નાથ ભક્ત શ્રીજીમહારાજના પાકા ભક્ત હતા. શ્રીજીમહારાજ તેમના બહુ વખાણ કરતા. તે કસબવાળાં સારાં લૂગડાં વણીને મહારાજને ભેટ ધરતા. મહારાજને વિશે તેમને અપાર પ્રેમ હતો.

પોતાના શાકબકાલુ વેચવાના ધંધામાં થોડું કમાય, પૈસા ભેગા થાય ને મહારાજ પાસે પહોંચી જાય. પોતે લાવેલા પૈસામાંથી સંતોને રસોઈ જમાડે.

એવી રીતે એક વખત ગઢડા ગયા હતા. પછી મહારાજની રજા લઈ ઘરે જવા નીકળ્યા. થોડી વાર પછી મહારાજે એક હરિભક્તને કહ્યું: 'નાથ ભક્તને બોલાવી લાવો.'

તે ભક્ત નાથ ભક્તની પાછળ ચાલ્યા. નાથ ભક્ત આગળ ચાલ્યા જાય ને પેલા પાછળ. વડોદરા આગળ વિશ્વામિત્રી નદી પાસે બંને ભેગા થયા. મહારાજનો સંદેશો સાંભળી નાથ ભક્ત તો ત્યાંથી જ પાછા ગઢડા ગયા. ઘર નજીક હતું પણ ઘરે કહેવરાવ્યું પણ નહીં. મહારાજને આ ખબર પડી ત્યારે મહારાજ બહુ જ રાજી થયા.

નાથ ભક્તનાં પત્ની પણ ઉત્તમ ભક્ત હતાં. તે ધામમાં ગયાં ત્યારે - મહારાજ વિમાન લઈને તેમને તેડવા આવ્યા છે - તેવાં દર્શન સૌને થયાં. નાથ ભક્તે એ વખતે જરા પણ શોક ન કર્યો કે રોકકળ ન કરી.

પ્રભુદાસ નામનો તેમને દીકરો હતો. તેને સમાધિ થતી હતી. સમાધિમાં જઈ તે મહારાજ પાસેથી ખારેક, સાકર એવી પ્રસાદી

લાવતો. સોળ વર્ષની નાની ઉંમરે તે ધામમાં ગયો. તે વખતે નાથ ભક્તે ગામમાં સાકર વહેંચી.

બધા કહે: 'નાથ ભક્ત! આ શું કરો છો? તમારું મગજ ફરી ગયું છે શું?'

નાથ ભક્ત કહે: 'એ પ્રભુનો દાસ હતો. પ્રભુએ એને લઈ લીધો. ભગવાનના ધામમાં જાય એ તો આનંદનો પ્રસંગ છે. એમાં શોક કરવાનો ન હોય.'

આવી ઊંચી તેમની સમજણ હતી. શ્રીજીમહારાજ ઘણી વખત તેમનાં વખાણ કરતા અને તેમના જેવા ભક્ત થવાનું સૌને કહેતા.

]

**FAQ: - [**

1. **નાથ ભક્ત શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) પ્રત્યે કેવી ભક્તિ ધરાવતા હતા?**
   નાથ ભક્ત શ્રીજીમહારાજ પ્રત્યે અત્યંત નિષ્ઠાવાન અને સમર્પિત ભક્ત હતા. તેઓ પોતાના ધંધામાંથી થોડીક કમાણી કરતા, જે પણ પૈસા ભેગા થાય, તે મહારાજ પાસે લઈ જતાં. તેઓ મહારાજ માટે શ્રેષ્ઠ લૂગડાં વણીને ભેટરૂપે અર્પણ કરતા અને પોતે કમાયેલા પૈસાથી સંતોને રસોઈ જમાડતા. મહારાજ પ્રત્યે તેમનો પ્રેમ અને ભક્તિ અપાર હતી, જેના કારણે શ્રીજીમહારાજ તેમના વખાણ કરતા.

2. **શ્રીજીમહારાજનો (ભગવાન સ્વામિનારાયણ) સંદેશો મળ્યા બાદ નાથ ભક્તની પ્રતિક્રિયા શું હતી?**
   નાથ ભક્ત જ્યારે ગઢડા થી રજા લઈ ઘરે જવા નીકળ્યા, ત્યારે થોડી વાર પછી શ્રીજીમહારાજે એક હરિભક્તને તેમને પાછા બોલાવા મોકલ્યા. એ હરિભક્ત નાથ ભક્તની પાછળ ગયા અને વડોદરા નજીક વિશ્વામિત્રી નદી પાસે બંને ભેગા થયા. જયારે નાથ ભક્તે શ્રીજીમહારાજનો સંદેશો સાંભળ્યો, ત્યારે તેઓ ત્યાંથી જ તરત પાછા ગઢડા જવા નીકળ્યા. તેમનું ઘર નજીક હોવા છતાં પણ તેઓ ઘરે ગયા નહીં અને સીધા મહારાજ પાસે પહોંચી ગયા. આ જાણીને શ્રીજીમહારાજ ખૂબ રાજી થયા.

3. **નાથ ભક્તની પત્ની અને તેમના પુત્ર પ્રભુદાસની ભક્તિ કેવી હતી?**
   નાથ ભક્તની પત્ની ઉત્તમ ભક્ત હતા. તેમના ધામ ગમન સમયે શ્રીજીમહારાજ વિમાન લઈને તેમને તેડવા આવ્યા હતા, અને સૌને એ દિવ્ય દર્શન થયા હતા. તેમનો પુત્ર પ્રભુદાસ પણ આધ્યાત્મિક રીતે ખૂબ ઊંચા હતા. તેમને સમાધિ થતી હતી, અને સમાધિમાં જઈ તેઓ મહારાજ પાસેથી પ્રસાદી તરીકે ખારેક અને સાકર લાવતા. માત્ર સોળ વર્ષની ઉંમરે જ તેઓ ધામ પધાર્યા, અને એ સમયે નાથ ભક્તે શોક ન કર્યો, પણ આનંદ વ્યક્ત કરી ગામમાં સાકર વહેંચી.

4. **નાથ ભક્તની ભક્તિ પ્રત્યે શ્રીજીમહારાજનું (ભગવાન સ્વામિનારાયણ) શું મંતવ્ય હતું?**
   નાથ ભક્તની ઊંચી સમજણ અને અખંડ ભક્તિ જોઈ શ્રીજીમહારાજ તેમની ઘણી વખત પ્રશંસા કરતા. તેઓ નાથ ભક્તના સમર્પણથી અત્યંત પ્રસન્ન હતા અને તેમને એક આદર્શ ભક્ત તરીકે ગણાવતા. શ્રીજીમહારાજ સૌને નાથ ભક્ત જેવા નિષ્ઠાવાન અને સમર્પિત ભક્ત બનવાની પ્રેરણા આપતા.

5. **સ્વામિનારાયણ ભગવાનના ભક્તરાજ નાથ ભક્તના જીવનમાંથી આપણે શું શીખી શકીએ છીએ?**
   નાથ ભક્તના જીવનમાંથી આપણે નિષ્ઠા, સમર્પણ અને ભગવાન પ્રત્યેની અખંડ ભક્તિ શીખી શકીએ છીએ. તેઓ દરેક પરિસ્થિતિમાં શ્રીજીમહારાજ પ્રત્યે અપાર પ્રેમ અને શ્રદ્ધા ધરાવતા હતા. તેઓએ સંસારિક બાબતો કરતા સત્સંગ અને મહારાજની સેવા ને પ્રથમ સ્થાન આપ્યું હતું. તેમણે શોક ન કર્યો, પરંતુ પરમાત્માની ઈચ્છામાં આનંદ જોવાનો દ્રષ્ટિકોણ અપનાવ્યો, જે આપણને શીખવે છે કે સાચી ભક્તિમાં કાયમી શાંતિ અને આનંદ રહેલા છે.

**]**

## < બાળમંડળમાં વર્તણૂક >

**Chapter Name: - [**Chapter Name - બાળમંડળમાં વર્તણૂક**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

બાળમંડળમાં વર્તણૂક, બી. એ. પી. એસ. બાળમંડળ દ્વારા સંસ્કાર અને શિક્ષણ, બી. એ. પી. એસ. બાળમંડળની પ્રવૃત્તિઓ અને તેના ફાયદા, શરીર સાચવવાની રીતો, શરીરને સ્વચ્છ અને તંદુરસ્ત રાખવાની પ્રવૃત્તિઓ, શરીરની જેમ મનને સ્વચ્છ રાખવું, મનને સારા વિચારો આપવા, મનને પવિત્ર રાખવું, દર અઠવાડિયે બાળમંડળની સભામાં જવું, બાળમંડળમાં જવાથી વિચારો પવિત્ર થાય, બાળમંડળમાં જવાથી કુટેવો સુધરે અને સુખી થવાય, મંદિરમાં અચૂક જવું, ભગવાનને દંડવત્ કરવા, સંતોને પગે લાગવું, જ્યાં બેસવાનું કહે ત્યાં બેસવું, કોઈની મશ્કરી કે ચાળા કરવા નહીં, બાળમંડળમાં તોફાન કરવું નહીં, બાળમંડળમાં નવું નવું શીખવું, બાળમંડળમાં શાંતિથી એકચિત્તે સાંભળવું, વાર્તાઓ ને પ્રસંગો યાદ રાખવા, પ્રાર્થના ને ધૂન વખતે ભગવાનને તથા ગુરુને યાદ કરવા, સભા વખતે એક-પલાંઠીએ બેસવું, વારેવારે પગ ઊંચા-નીચા કરવા નહીં, વચ્ચે બોલવું નહીં, બોલવાનું કહે તો જ બોલવું, જવાબ પણ ખૂબ જ વિવેકથી ને શાંતિથી આપવો, બાળમંડળમાં રમત-ગમત વખતે અંદરોઅંદર ઝઘડવું નહીં, જીતી જઈએ તો બહુ બડાઈ મારવી નહીં, હારી જઈએ તો રડી પડવું નહીં, નાના ભાઈઓ હોય તેને પ્રેમથી રમાડવા, જે કાંઈ કામ સોંપે તે ઉત્સાહથી કરવું, બાળમંડળમાં પ્રસાદ વખતે હારબંધ શાંતિથી બેસવું, પ્રસાદ પહેલાં ધૂન કરવી, ભગવાનનો પ્રસાદ એ બહુ પવિત્ર વસ્તુ છે, જોઈએ તેટલો જ પ્રસાદ લેવો, કચરો કચરા-ટોપલીમાં ફેંકી દેવો, હારબંધ ઊભા રહી પાણી પીવું, પાણી હંમેશાં ઊંચેથી પીવાની ટેવ પાડવી, આપણું કામ જાતે જ કરવાની ટેવ પાડવી, સૌને 'જય સ્વામિનારાયણ' કહેવું, બાળમંડળમાં શિસ્તપૂર્ણ અને સંસ્કારસભર વર્તન, મન અને શરીરની સ્વચ્છતા, સભામાં શિસ્ત, પ્રાર્થના અને સંસ્કાર, રમત-ગમતમાં શિષ્ટતા, પ્રસાદ અને સ્વચ્છતા, ભગવાન અને ગુરુની ભક્તિ, સભા દરમિયાન યોગ્ય વર્તન, પ્રસાદ ગ્રહણ કરવાની રીત, ભક્તિ અને અધ્યાત્મિક વિકાસ, ભક્તિ અને આધ્યાત્મિક વિકાસ માટે બાળમંડળ, બાળકો માટે નૈતિક મૂલ્યો અને સદાચાર, મંદિર અને ધાર્મિક સ્થળોએ યોગ્ય શિસ્ત જાળવવી, બાળમંડળમાં શીખેલી સંસ્કારી વાતોનું મહત્વ, શરીર અને મનની શુદ્ધિ માટે મહત્વપૂર્ણ પ્રવૃત્તિઓ, બાળમંડળમાં પ્રેરણાત્મક વાર્તાઓ અને તેમની શીખ.

**]**

**Chapter Content: - [**

શરીર સાચવવા માટે આપણે તેને ખોરાક, પાણી વગેરે આપીએ છીએ. શરીરને સ્વચ્છ રાખવા નાહીએ છીએ. શરીરને તંદુરસ્ત રાખવા કસરત કરીએ છીએ. તેવી જ રીતે મનને સ્વચ્છ રાખવા કાંઈક કરવું જોઈએ. મનને સારા વિચારનો ખોરાક આપવો જોઈએ. મનને પવિત્ર રાખવા માટે આપણે દર અઠવાડિયે બાળમંડળની સભામાં જવું. બાળમંડળમાં જવાથી આપણા વિચારો પવિત્ર થાય. આપણી કુટેવો સુધરે અને આપણે સુખી થઈએ. માટે બાળમંડળમાં જવાનું તો ભૂલવું જ નહીં.

બાળમંડળમાં જઈએ પણ આપણે ત્યાં કેવી રીતે વર્તવું તે સમજવું જોઈએ. મંદિરમાં જઈ પ્રથમ ભગવાનને દંડવત્ કરી પગે

લાગવું ને તે પછી સંતોને પગે લાગીને આપણને જ્યાં બેસવાનું કહે ત્યાં બેસવું.

બાળમંડળની સભા વખતે કોઈની મશ્કરી કે ચાળા કરવા નહીં. કેટલાંક બાળકો ચાલુ સભાએ બીજાં બાળકો સાથે તોફાન કરે, મશ્કરી કરે, પોતે પણ સભામાં ધ્યાન આપે નહીં ને બીજાને પણ ધ્યાન રાખવા દે નહીં. આપણે બાળમંડળમાં તોફાન કરવા આવતાં નથી, પણ શીખવા આવીએ છીએ. માટે નવું નવું શીખવું, પણ તોફાન કરવું નહીં.

બાળમંડળમાં જે કાંઈ શીખવવામાં આવે, તે શાંતિથી એકચિત્તે સાંભળવું. વાર્તાઓ ને પ્રસંગો યાદ રાખવા ને બીજે અઠવાડિયે લખી લાવવા. પ્રાર્થના ને ધૂન વખતે ભગવાનને તથા ગુરુને યાદ કરવા. સભા વખતે એક-પલાંઠીએ બેસવું. વારેવારે પગ ઊંચા-નીચા કરવા નહીં. બીજા કોઈને કાંઈ પૂછે તો વચ્ચે બોલવું નહીં. આપણને બોલવાનું કહે તો જ બોલવું. જવાબ આપવો તે પણ ખૂબ જ વિવેકથી ને શાંતિથી આપવો.

બાળમંડળમાં રમત-ગમત વખતે અંદરોઅંદર ઝઘડવું નહીં. આપણે જીતી જઈએ તો બહુ બડાઈ મારવી નહીં ને હારી જઈએ તો રડી પડવું નહીં. આપણાથી નાના ભાઈઓ હોય તેને પ્રેમથી રમાડવા. 'મને આ રમત રમાડો તો જ હું રમું' એમ ન કહેવું. જે કાંઈ રમત રમાડે ને જે કાંઈ કામ સોંપે તે ઉત્સાહથી કરવું. બધો જ વખત રમવાની ઇચ્છા ન રાખવી. બાળમંડળમાં આપણે ફક્ત રમવા જ નથી આવતા, પણ શીખવા આવીએ છીએ. માટે રમતમાં જ ધ્યાન ન રાખવું.

બાળમંડળમાં પ્રસાદ આપે તે વખતે હારબંધ શાંતિથી બેસવું. પ્રસાદ પહેલાં ધૂન કરવી. પ્રસાદ ન ભાવતો હોય તોય ફેંકી ન દેવાય. ભગવાનનો પ્રસાદ એ બહુ પવિત્ર વસ્તુ છે. આપણને પ્રસાદ ન ભાવે તો તેને નમન કરી બીજાને આપી દેવો. જોઈએ તેટલો જ પ્રસાદ લેવો.

કેટલાંક બાળકો વધુ પ્રસાદ માગીને પછી પડ્યો મૂકે છે ને બગાડે છે, એ ઠીક નથી. કેટલાંક બાળકો ખાતાં ખાતાં પોતાની આજુબાજુ બહુ વેરે છે, એ પણ સારું ન કહેવાય. પ્રસાદ જમ્યા પછી કાગળ હોય તો તેને કચરા-ટોપલીમાં ફેંકી દેવો. વાસણ હોય તો તેને એક બાજુ મૂકી દેવું.

પ્રસાદ જમ્યા પછી એક સાથે પાણી પીવા દોડી ન જવું. હારબંધ ઊભા રહી પાણી પીવું. પાણી એકબીજાના એઠા પ્યાલામાં ન પીવું. પાણી હંમેશાં ઊંચેથી પીવાની ટેવ પાડવી. સૌ પ્રસાદ લઈ લે પછી ત્યાંથી આપણે જ સાફ કરી નાખવું. આપણું કામ જાતે જ કરવાની ટેવ પાડવી.

આ પ્રમાણે પ્રસાદ લીધા પછી, સૌને 'જય સ્વામિનારાયણ' કહી પછી જ ઘરે જવું.

**]**

**FAQ: - [**

1. **મનને પવિત્ર અને સારા વિચારોથી ભરપૂર રાખવા માટે શું કરવું જોઈએ?**
   શરીરની જેમ મનને પણ પવિત્ર રાખવું જરૂરી છે. મનને પવિત્ર અને સારા વિચારોથી ભરપૂર રાખવા માટે આપણે દર અઠવાડિયે બાળમંડળની સભામાં જવું જોઈએ. બાળમંડળમાં જવાથી આપણા વિચારો શુદ્ધ થાય, ખરાબ કુટેવો સુધરે અને આપણે સુખી થઈએ.

2. **બાળમંડળમાં જતાં સમયે શિસ્ત અને આદર કેવી રીતે દાખવવો જોઈએ?**
   બાળમંડળમાં જતાં પહેલા પ્રથમ મંદિરમાં જઈ ભગવાનને દંડવત્ પ્રણામ કરી તેમના પગે લાગવું જોઈએ. પછી સંતોને પગે લાગવું અને તેઓ જ્યાં બેસવાનું કહે, ત્યાં શિસ્તપૂર્વક બેસી જવું જોઈએ.

3. **બાળમંડળની સભા અને રમત-ગમત દરમિયાન કેવું વર્તન રાખવું જોઈએ?**
   બાળમંડળની સભા દરમિયાન નવું નવું શીખવું, મશ્કરી કે તોફાન ન કરવું, સંપૂર્ણ એકાગ્રતાથી સાંભળવું અને શાંતિપૂર્વક બેસવું જોઈએ. જો પ્રશ્ન પૂછવામાં આવે તો વિવેકપૂર્વક અને શાંતિથી જવાબ આપવો. રમત-ગમત વખતે ઝઘડવું નહીં, જીતમાં બડાઈ ન મારવી અને હારમાં રડવું નહીં. નાના ભાઈઓ સાથે પ્રેમથી રમવું અને જે પણ રમત કે કામ સોંપવામાં આવે તેને ઉત્સાહપૂર્વક કરવું. બાળમંડળમાં આપણે ફક્ત રમવા જ નથી આવતા, પણ શીખવા આવીએ છીએ. માટે રમતમાં જ ધ્યાન ન રાખવું.

**4. બાળમંડળમાં પ્રસાદ ગ્રહણ કરતી વખતે કેવું વર્તન રાખવું જોઈએ?**

પ્રસાદ ગ્રહણ કરતી વખતે શાંતિથી હારબંધ બેસવું, પહેલાં ધૂન કરવી અને જોઈએ તેટલો જ પ્રસાદ લેવો. જો પ્રસાદ ન ભાવતો હોય તો ફેંકી દેવા ની બદલે નમન કરી બીજાને આપી દેવો. ખાતા સમયે આસપાસ ન વેરવું અને બાદમાં કાગળ કચરાપેટીમાં અને વાસણ એક બાજુ રાખવું. પાણી હારબંધ ઊભા રહી પીવું અને એકબીજાના પ્યાલામાં ન પીવું. પ્રસાદ પછી સ્થળ સાફ કરી સ્વચ્છતા જાળવવી. આ પ્રમાણે પ્રસાદ લીધા પછી, સૌને 'જય સ્વામિનારાયણ' કહી પછી જ ઘરે જવું.

**5. બી. એ. પી. એસ. બાળમંડળમાં જોડાવાના મુખ્ય લાભ શું છે?**

બી. એ. પી. એસ. બાળમંડળમાં જોડાવાથી સંસ્કારી જીવનશૈલી વિકસે છે, શિસ્ત અને નૈતિક મૂલ્યો શીખવા મળે છે, આધ્યાત્મિકતા અને ભક્તિમાં વૃદ્ધિ થાય છે, સારા સંસ્કાર અને શિષ્ટાચાર કેળવાય છે અને વિચારશક્તિ અને વ્યક્તિત્વનો વિકાસ થાય છે.

]

# < વિજાપુરનાં વજીબા >

**Chapter Name: - [**Chapter Name - વિજાપુરનાં વજીબા**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

ભગવાનના દૃઢ ભક્ત વિજાપુરનાં વજીબા, વજીબાની અનન્ય ભક્તિ અને નિષ્ઠા, સથવારા જ્ઞાતિનાં વિજાપુરનાં વજીબા, સાધુ-સંતો તરફ વજીબાને અપાર ભાવ, સાધુમાં દ્રઢ સમજણ, સાધુમાં ભગવાન રહ્યા છે, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) પરમહંસ રામદાસ સ્વામી, સ્વામિનારાયણ ભગવાનનો મહિમા સાંભળવો, શ્રીજીમહારાજના (ભગવાન સ્વામિનારાયણ) પાકા ભક્ત વિજાપુરનાં વજીબા, વજીબાની ભક્તિની પરીક્ષા, આત્યંતિક કલ્યાણ માટે ભગવાન સ્વામિનારાયણનો આશરો, વજીબાની શ્રદ્ધા અને પ્રભુપ્રેમ, વજીબાની સ્વામિનારાયણ ભગવાન પ્રત્યેની અખંડ શ્રદ્ધા, વિજાપુરના વજીબા અને તેમની અખંડ ભક્તિ, સાચા ભક્તો અને ભગવાનની પરીક્ષા, સંતો પ્રત્યે વજીબાની શ્રદ્ધા અને સન્માન, ભગવાનના સાચા ભક્તોની અજોડ દૃઢતા, શ્રીજીમહારાજ (ભગવાન સ્વામિનારાયણ) દ્વારા ભક્તોની પરિક્ષાનું ઉદાહરણ, શ્રીજીમહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

ભગવાનના દૃઢ ભક્ત કેવા હોય તેનું સુંદર દૃષ્ટાંત વજીબા છે. ગમે તેટલા ચમત્કાર દેખાય કે કોઈ શંકા ઊભી કરે પણ એવા ભક્ત ભગવાનની ભક્તિ કે નિષ્ઠામાંથી ડગે જ નહીં. અરે! ભગવાન પોતે પણ તેની પરીક્ષા લે તો પણ તે ભક્ત ચળે નહીં.

વિજાપુરનાં વજીબા એવાં ભક્ત હતાં.

વજીબા સથવારા જ્ઞાતિનાં હતાં. સાધુ-સંતો તરફ તેમને અપાર ભાવ. તેમના ગામમાં જે કોઈ સાધુ-સંત આવે તો તેને ત્યાં ઉતારે. તેને ભાંગ, ગાંજો, ચલમ જે કાંઈ જોઈએ તે આપે. સાધુ કે બાવા આવું માગે તો પણ તેને અભાવ ન આવે. તેને એવી સમજણ કે સાધુમાં ભગવાન રહ્યા હોય તેથી સાધુનો અભાવ લેવાય જ નહીં.

એક વખત શ્રીજીમહારાજના પરમહંસ રામદાસ સ્વામી વિજાપુર ગયા. વજીબાએ તેમને પોતાને ત્યાં ઉતારો આપ્યો. રામદાસ

સ્વામી ત્યાં બાર દિવસ રહ્યા અને તેના ધણીને ખૂબ વાતો કરી, સાચા સાધુ કેવા હોય તે સમજાવ્યું. સ્વામિનારાયણ ભગવાનનો મહિમા ઘણો કહ્યો. વજીબા આ બધું પડદા પાછળ બેસીને સાંભળતાં.

વજીબા અને તેમના પતિ બંને સત્સંગી થયાં. હવે તે બાઈ કોઈ સાધુ, વેરાગી, ચલમ કે બીડી ફૂંકનારા કે ગાંજો પીનારાને ઉતારો ન આપતી. તેમને તો તિરસ્કાર કરીને કાઢી મૂકતી. શ્રીજીમહારાજનાં તો હજી તેણે દર્શન પણ નહોતાં કર્યાં, પણ તે પાકી ભક્ત થઈ ગઈ.

તેની ભક્તિની પરીક્ષા કરવા શ્રીજીમહારાજ પોતે પધાર્યા, સાથે બ્રહ્મચારીને લીધા. બાઈ તો મહારાજને ઓળખે નહીં.

મહારાજ તેના ગામમાં આવ્યા ને પૂછ્યું: 'અહીં ક્યાંય ઉતારો મળશે?'

ગામલોકોએ કહ્યું: 'અહીં એક બાઈ ઉતારો આપતી હતી, પણ હવે તે સ્વામિનારાયણની ભક્ત થઈ છે ને બગડી ગઈ છે. તેથી કોઈ બાવા, વેરાગીને રાખતી નથી.'

મહારાજ કહે: 'અમે તો તેને ત્યાં જ જઈશું.'

મહારાજ ત્યાં ગયા ને કહ્યું: 'અમે તીર્થવાસી છીએ. અમને તારે ત્યાં એક રાત રહેવા દે. અમે ઓશરીમાં પડ્યા રહીશું, કાંઈ માગીશું નહીં.'

વજીબા તરત જ કહે: 'તારા જેવા ઢોંગી, ધુતારા ઘણા આવે છે. ખાવા ન મળ્યું એટલે બાવા થયા. હવે લોકો પાસેથી માગીને ખાઈ-ખાઈને શરીર વધાર્યું છે પણ આત્માનું કાંઈ સુધાર્યું? મારે ત્યાં ઉતારો નહીં મળે. તારું કલ્યાણ કરવું હોય તો સ્વામિનારાયણનો આશરો કર.'

મહારાજ કહે: 'તને કોણે ભરમાવી છે? સ્વામિનારાયણ ક્યાં ભગવાન છે? એ તો પાખંડી છે. કાશી સુધીના શાસ્ત્રી બોલાવીને સાબિત કરી આપું કે સ્વામિનારાયણ ભગવાન નથી. તને ભોળી ને અભણ જાણીને કોઈએ ભરમાવી છે.'

વજીબા તો આ સાંભળી જરા પણ ડગ્યાં નહીં, પણ ગુસ્સે થઈને બોલ્યાં: 'તું જા, તુંય ખોટો છે ને તારા ગુરુ પણ ખોટા છે. અમે તો માથા સાટે સ્વામિનારાયણને ભજીએ છીએ. જો સ્વામિનારાયણનું વાંકું બોલીશ ને, તો તારો લબાચો બહાર ફેંકી દઈશ.'

એટલામાં તેનો પતિ આવ્યો. તેણે પણ મહારાજને દમ માર્યો.

મહારાજ કહે: 'હવે નહીં બોલીએ. અમે અહીં એક રાત પડ્યા રહીશું. કાંઈ માગીશું નહીં અને લાકડી મારશો તોય નહીં જઈએ.' એમ કહી મહારાજે તો પડાવ નાખ્યો.

વજીબા કહે: 'પથારી નહીં આપું, ખાવાનું નહીં આપું અને બીડી કે ચલમ જો પીતા જોઈશ ને, તો તારો લબાચો બહાર ફેંકી દઈશ.'

મહારાજ તો સૂતા પણ ઊંઘ ન આવી.

થોડી વાર થઈ ને મહારાજ કહે: 'મૈયા! પલંગ આપ.'

વજીબા કહે: 'નથી.'

મહારાજ કહે: 'બીજા ઓરડામાં રંગીન ઢોલિયો છે તે આપ.'

વજીબાને નવાઈ તો લાગી કે આ બાવો કેમ જાણી ગયો હશે? પણ વિચાર કર્યો કે એવા તો ઘણા હોય, મારે શું? એમ વિચારી પલંગ આપ્યો.

થોડી વાર પછી મહારાજ કહે: 'મૈયા! ગોદડું આપ.'

વજીબા કહે: 'ઘરમાં ગોદડાં નથી.'

મહારાજ કહે: 'ગોદડાંની થોકડી છે, તેમાં વચ્ચે નવું ગોદડું છે, તે આપ.'

વળી, તેમને આશ્ચર્ય થયું અને તે પણ આપ્યું. મહારાજ સૂતા.

થોડી વારે મહારાજે પગ લાંબા કર્યા. દૂર એક પીપળો હતો ત્યાં સુધી ઠેઠ પગ લાંબા કરીને પીપળે અડાડ્યા. મહારાજના જમણા પગના અંગૂઠામાંથી તેજ નીકળ્યું. વજીબાએ થોડું બારણું ખોલી આ જોયું, છતાં તેમનું મન ડગ્યું નહીં. 'આવા તો ચમત્કાર દેખાડવાવાળા ઘણા બાવા આવે છે, પણ મારા સ્વામિનારાયણ જેવા નહીં,' એમ વિચાર કરી સૂઈ ગઈ.

મહારાજ તો વહેલા ઊઠીને ચાલી ગયા.

થોડા વખત પછી વજીબા ગઢડા મહારાજનાં દર્શન કરવા ગયાં. મહારાજે તેમને જોયાં કે તરત જ બોલાવ્યાં.

મહારાજે પૂછ્યું: 'તમારા પીપળે અડ્યાં હતાં તે આ જ ચરણારવિંદ કે બીજાં?'

વજીબા તો જોઈ જ રહ્યાં અને શરમાઈ ગયાં. 'મહારાજ! અમે તમને ઓળખ્યા નહીં અને તિરસ્કાર કર્યો,' એમ કહી માફી

માગી.

મહારાજ કહે: ‘તમે તો મારાં સાચાં ભક્ત છો. અમે તમને ડગાવવા આવ્યા તોય તમે ડગ્યાં નહીં.’

સૌને મહારાજે વજીબાની વાત કરી. સૌ રાજી થયા અને વજીબાનાં વખાણ કરવા લાગ્યા. આપણે પણ એવા દૃઢ ભક્ત થવાનું.

]

**FAQ: - [**

1. **વજીબા સ્વામિનારાયણ ભગવાનના દૃઢ ભક્ત હતા. સમજાવો.**
   વજીબા દૃઢ ભક્તિનું ઉત્તમ ઉદાહરણ છે કારણ કે તેઓ ગમે તેટલા ચમત્કારો જોવા મળે અથવા કોઈ તેમની શ્રદ્ધાને ડગાવવાનો પ્રયાસ કરે, તો પણ ભગવાન પ્રત્યેની તેમની નિષ્ઠામાંથી કદી ડગ્યા નહીં. ભગવાન પોતે તેમની પરિક્ષા લેવા આવ્યા, છતાં વજીબા અડગ રહ્યા અને શ્રીજીમહારાજ પ્રત્યે તેમની ભક્તિ અખંડ રહી.

2. **વજીબાનો સાધુ-સંતો પ્રત્યે કેવો ભાવ હતો?**
   વજીબાને સાધુ-સંતો પ્રત્યે અપાર ભાવ હતો. જે કોઈ સાધુ અથવા સંત તેમના ગામમાં આવતા, તે તેને ઉતારો આપતા. તેમને એ સમજણ હતી કે સાધુઓમાં ભગવાન રહેલા હોય છે, એટલે સાધુઓનો અભાવ કદી લેવો નહીં. તે સાધુઓને ભાંગ, ગાંજો, ચલમ જે કાંઈ જરૂરી હોય તે પૂરુ પાડતા અને તેમની સેવા કરતા.

3. **વજીબાના જીવનમાં રામદાસ સ્વામીની મુલાકાતનો કેવો પ્રભાવ પડ્યો?**
   રામદાસ સ્વામી જ્યારે વિજાપુર ગયા ત્યારે વજીબાએ તેમને પોતાને ત્યાં ઉતારો આપ્યો. તેઓ બાર દિવસ રહ્યા અને વજીબાના પતિને સાચા સાધુઓ કેવા હોય તે સમજાવ્યું અને સ્વામિનારાયણ ભગવાનનો મહિમા જણાવ્યો. વજીબા પડદા પાછળ બેસીને આ બધી વાતો સાંભળતા. આ સંગથી વજીબા અને તેમના પતિ બંને સત્સંગી બની ગયા. તે પછી વજીબા કોઈ સાધુ, વૈરાગી, ચલમ કે બીડી ફૂંકનારા કે ગાંજો પીનારાને ઉતારો ન આપતા. તેમનું શ્રીજીમહારાજ પ્રત્યે ભક્તિભાવ ઊંડો થયો, ભલે હજી તેમણે શ્રીજીમહારાજનાં દર્શન ન કર્યાં હતા.

4. **વજીબાની ભક્તિની પરીક્ષા લેવા શ્રીજીમહારાજ કઈ રીતે પધાર્યા અને વજીબાએ કેવો પ્રતિભાવ આપ્યો?**
   વજીબાની ભક્તિ અને નિષ્ઠાની પરીક્ષા લેવા શ્રીજીમહારાજ એક બ્રહ્મચારી સાથે વિજાપુર પધાર્યા. તેઓ તીર્થવાસી બની વજીબાના ઘરે ઉતારો માંગવા ગયા, પરંતુ વજીબાએ તેમને ઢોંગી અને ધુતારા સમજીને ઉતારો આપવાની ના પાડી. શ્રીજીમહારાજે, સ્વામિનારાયણ ભગવાનને પાખંડી કહી વજીબાને ડગાવવાનો પ્રયાસ કર્યો, પરંતુ વજીબા થોભાયા નહીં. તેમણે મહારાજનો તિરસ્કાર કર્યો. ત્યારે પણ મહારાજ ત્યાં રહેવા હઠી રહ્યા. રાત્રે તેઓએ પલંગ અને ગોદડું માંગ્યું, જે વજીબાએ શંકા હોવા છતાં આપી દીધું. પછી મહારાજે પોતાના દિવ્ય સ્વરૂપના ચમત્કાર દર્શાવ્યા. મહારાજે પોતાના પગ લાંબા કર્યા. દૂર એક પીપળો હતો ત્યાં સુધી ઠેઠ પગ લાંબા કરીને પીપળે અડાડ્યા. મહારાજના જમણા પગના અંગૂઠામાંથી તેજ નીકળ્યું પણ વજીબા અડગ રહ્યા અને પોતાના સ્વામિનારાયણ ભગવાન પ્રત્યેની ભક્તિમાંથી હટ્યા નહીં.

5. **ગઢડામાં વજીબા અને શ્રીજી મહારાજ (ભગવાન સ્વામિનારાયણ) વચ્ચે શું સંવાદ થયો, અને મહારાજે વજીબાની ભક્તિ વિષે શું કહ્યું?**
   વજીબા ગઢડા મહારાજના દર્શન કરવા ગયાં ત્યારે મહારાજે તેમને તુરંત બોલાવ્યા અને પૂછ્યું કે, "તમારા પીપળે અડ્યાં હતાં તે આ જ ચરણારવિંદ કે બીજાં?" વજીબા એ સાંભળીને શરમાઈ ગયાં અને માફી માગી કે, "મહારાજ! અમે તમને ઓળખ્યા નહીં અને તમારો તિરસ્કાર કર્યો." ત્યારે મહારાજે કહ્યું કે, "તમે તો મારાં સાચાં ભક્ત છો. અમે તમને ડગાવવા આવ્યા તોય તમે ડગ્યાં નહીં." મહારાજે સૌને વજીબાની દૃઢ ભક્તિની વાત કરી, અને સૌએ વજીબાની પ્રશંસા કરી.

**6. સ્વામિનારાયણ ભગવાનના ભક્તરાજ વજીબાની કથામાંથી આપણને શું શીખવા મળે છે?**

વજીબાની કથામાંથી આપણે દૃઢ ભક્તિ, અડગ શ્રદ્ધા અને સત્યપ્રત્યે અખંડ નિષ્ઠા રાખવાની પ્રેરણા મળે છે. તેઓએ કોઈપણ પરિસ્થિતિમાં પોતાનો ભક્તિભાવ ન ગુમાવ્યો અને મહારાજની પરીક્ષા છતાં અડગ રહ્યા, જેનાથી સાચા ભક્ત કેવા હોવા જોઈએ તે શીખવા મળે છે. આપણે પણ વજીબા જેવા દૃઢ ભક્ત થવાનું છે.

]

## < કીર્તન >

**Chapter Name: - [**Chapter Name - કીર્તન**]**

**Chapter Image: - [**Chapter Images - images of according that chapter**]**



**Chapter Keywords: - [**

ભાવ ધરીને બોલો, □□ □□ □□□□□□□□□□□□□□□□□ □□□□□□□□□, બી. એ. પી. એસ. સંસ્થાનું કીર્તન, અક્ષર અને પુરુષોત્તમ, બ્રહ્મ અને પરબ્રહ્મ, મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામી, □□□□□□□□□□□ □□□□□□□□□ □□□□□□□□ □□□□□□□□ (ભગવાન સ્વામિનારાયણ), શાસ્ત્ર સકળનો સાર - બ્રહ્મ અને પરબ્રહ્મ, બી. એ. પી. એસ. સંસ્થાના પ્રથમ ગુરુ ભગતજી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના સંસ્થાપક શાસ્ત્રીજી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના આધ્યાત્મિક ગુરુ યોગીજી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના વિશ્વવ્યાપક ગુરુ પ્રમુખસ્વામી મહારાજ, બી. એ. પી. એસ. સંસ્થાના પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંતસ્વામી મહારાજ, સ્વામી યજ્ઞપુરુષદાસ એટલે શાસ્ત્રીજી મહારાજ, સ્વામી જ્ઞાનજીવનદાસ એટલે યોગીજી મહારાજ, સેવા-સમર્પણ દ્રઢ રાખવું, સંપ-સુહૃદભાવ-એકતા રાખી શ્રીજીમહારાજને (ભગવાન સ્વામિનારાયણ) પ્રસન્ન કરવા, □□□□□□□□□□□□□□□□□□ □□□□□□, □□□□□□□□□□□□□ □□□□□□□□□ □□□□□□□□□□□□ □□□□□□, □□□□□□-□□□□□□□□ □□□ □□□□□□□, □□□□□□□□□□□□□ □□□□□□□□□ તત્વ, □□□□□ □□□□□□□□□□ □□□□□□□, □□□□□□□□□□□□□□ □□□□□□□□ □□□□□□□, □□□□□□□ - □□□□□ □□□ □□□□□□□ □□□□□□, □□□□□□ □□□ □□□□□□□□□□□□ તત્વ□□□□□□□□□, □□□□□□□□□□□ □□□□□□ □□□□□□□□□□□□□□□□□□ □□□□□□□□□□, □□□□□□□□□□□□□□□□□□ □□□□□□□ □□□ □□□□□□ □□□□□□, બી. એ. પી. એસ. સંસ્થાની □□□□□□ □□□□□□□□□□□□, □□□□□-□□□□□□□ □□□□□□□ □□□□□□ □□□□□□□□□□ (ભગવાન સ્વામિનારાયણ) □□□□□□□□ □□□□□□□ □□□□□□, □□□□□□□□□□□□□ □□□□□□□ □□□□□□□□□□□□□□□□ □□□□□□□, □□□□□□□□□□□□□□□□□□ □□□□□□□□□□ □□□ □□□□□□□, □□□□□□□□ □□□□□□□□ એટલે ભગવાન સ્વામિનારાયણ, શ્રીજીમહારાજ એટલે ભગવાન સ્વામિનારાયણ, શ્રીજી એટલે ભગવાન સ્વામિનારાયણ.

**]**

**Chapter Content: - [**

ભાવ ધરીને બોલો, જય જય અક્ષરપુરુષોત્તમ,

જય જય અક્ષરપુરુષોત્તમ... ભાવ ૦

શાસ્ત્ર સકળનો સાર પરમ એ, બ્રહ્મ અને પરબ્રહ્મ;

જય જય બ્રહ્મ અને પરબ્રહ્મ... જય જય ૦

મૂળ અક્ષર એ બ્રહ્મ અનાદિ, ગુણાતીતાનંદ;

જય જય ગુણાતીતાનંદ... જય જય ૦

પુરુષોત્તમ પરબ્રહ્મ પરાત્પર, શ્રીહરિ સહજાનંદ;

જય જય શ્રીહરિ સહજાનંદ... જય જય ૦

ભગતજી ને યજ્ઞપુરુષમાં,

જ્ઞાનજીવન ને પ્રમુખસ્વામીમાં, વિચરી રહ્યા ભગવંત;

જય જય વિચરી રહ્યા ભગવંત... જય જય ૦

સેવા-સમર્પણ, ધર્મ-ભક્તિને,

સંપ-સુહૃદભાવ ઐક્ય ધરીને, કરીએ શ્રીજીને પ્રસન્ન;

જય જય કરીએ શ્રીજીને પ્રસન્ન... જય જય ૦

]

**FAQ: - [**

1. **"ભાવ ધરીને બોલો, જય જય અક્ષરપુરુષોત્તમ" નું તાત્પર્ય શું છે?**
   આ પંક્તિ ભક્તિપૂર્ણ ભાવથી અક્ષરપુરુષોત્તમ ભગવાનની સ્તુતિ અને મહિમાને ઉચ્ચાર કરવા માટે છે. "ભાવ ધરીને"નો અર્થ છે કે આપણે હૃદયપૂર્વક, શ્રદ્ધા અને ભાવનાથી ભગવાન અક્ષરપુરુષોત્તમની જયજયકાર કરવી જોઈએ. આ પંક્તિ સ્વામિનારાયણ સંપ્રદાયમાં અક્ષર અને પરબ્રહ્મના તત્વની ઉપાસનાનું મહત્વ દર્શાવે છે, જેમાં ભક્તોને સત્સંગ અને ભક્તિમાર્ગ દ્વારા ભગવાનને પ્રસન્ન કરવાની પ્રેરણા મળે છે.

2. **શાસ્ત્રોમાં દર્શાવેલ સર્વોત્તમ તત્વજ્ઞાન શું છે?**
   "શાસ્ત્ર સકળનો સાર પરમ એ, બ્રહ્મ અને પરબ્રહ્મ" પંક્તિ સ્વામિનારાયણ સંપ્રદાયના તત્વજ્ઞાનને સ્પષ્ટ કરે છે. "શાસ્ત્ર સકળનો સાર" અર્થાત્ બધા શાસ્ત્રોનો સર્વોચ્ચ સાર અને તત્વ એ બ્રહ્મ અને પરબ્રહ્મ છે. બ્રહ્મ એટલે અક્ષરબ્રહ્મ, જે સર્વોપરી ભગવાન સાથે અખંડ જોડાયેલ છે અને પરબ્રહ્મ એટલે શ્રી સ્વામિનારાયણ ભગવાન પોતે. આ વાક્ય એ દર્શાવે છે કે વૈદિક અને અન્ય શાસ્ત્રોનું અંતિમ તત્વજ્ઞાન એ અક્ષરબ્રહ્મ અને પુરુષોત્તમ પરબ્રહ્મની ઉપાસનામાં □□□□□□ છે. તેથી, ભક્તો આ સિદ્ધાંતને માન્ય રાખીને પરમ શાંતિ અને મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

3. **બી. એ. પી. એસ. સ્વામિનારાયણ સંપ્રદાયમાં અક્ષરબ્રહ્મ અને પરબ્રહ્મનું તત્વજ્ઞાન શું છે?**
   "મૂળ અક્ષર એ બ્રહ્મ અનાદિ, ગુણાતીતાનંદ" અને "પુરુષોત્તમ પરબ્રહ્મ પરાત્પર, શ્રીહરિ સહજાનંદ". આ પંક્તિઓ બી. એ. પી. એસ. સ્વામિનારાયણ સંપ્રદાયના મુખ્ય તત્વજ્ઞાનને સ્પષ્ટ કરે છે: એ દર્શાવે છે કે ગુણાતીતાનંદ સ્વામી એ મૂળ અક્ષરબ્રહ્મ છે, જે અનાદિ છે અને જે પરબ્રહ્મ ભગવાન સાથે અખંડ જોડાયેલ છે. સ્વામિનારાયણ ભગવાને તેમને પોતાનું અક્ષરબ્રહ્મ સ્વરૂપ જાહેર કર્યું છે. અને શ્રીહરિ (સ્વામિનારાયણ ભગવાન) ને પરમ પરબ્રહ્મ તરીકે ઓળખાવવામાં આવ્યા છે, જે સર્વોપરી અને પરાત્પર છે. પરબ્રહ્મ એટલે કે ભગવાન સ્વામિનારાયણ એ અક્ષરબ્રહ્મથી પણ ઊંચા છે અને તેઓ જ સર્વ તત્વોના આધાર છે. આ બંને પંક્તિઓ અક્ષરપુરુષોત્તમ ઉપાસનાને ઉજાગર કરે છે, જેમાં અક્ષરબ્રહ્મ (ગુણાતીતાનંદ સ્વામી) દ્વારાએ પરબ્રહ્મ (સ્વામિનારાયણ ભગવાન) ની ઉપાસના કરવી એ મોક્ષનો માર્ગ છે.

4. **બી. એ. પી. એસ. સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગુરુપરંપરા દ્વારા ભગવાન કેવી રીતે પ્રગટ રહે છે?**
   "ભગતજી ને યજ્ઞપુરુષમાં, જ્ઞાનજીવન ને પ્રમુખસ્વામીમાં, વિચરી રહ્યા ભગવંત", આ પંક્તિ બી. એ. પી. એસ. સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગુરુપરંપરાનો મહિમા દર્શાવે છે. ભગતજી મહારાજ અને યજ્ઞપુરુષદાસજીમાં (શાસ્ત્રીજી મહારાજ) ભગવાનની દિવ્ય ઉપસ્થિતિ દર્શાવવામાં આવી છે. જ્ઞાનજીવન સ્વામી (યોગીજી મહારાજ) અને પ્રમુખસ્વામી મહારાજમાં પણ પરમાત્માની દિવ્ય કૃપા અને હાજરી અનુભવી શકાય છે. આથી સૂચવે છે કે ભગવાન પોતાની

ગુરુપરંપરામાં વિચરતા રહે છે અને સદ્ગુરૂઓ દ્વારા સત્સંગમાં દિવ્ય પ્રકાશ ફેલાવે છે. આ પંક્તિઓ એ દર્શાવે છે કે પરમાત્મા ભગવાન સ્વામિનારાયણ ગુરુરૂપે સદાય સત્સંગમાં હાજર છે અને સત્સંગીઓનું કલ્યાણ કરે છે.

5. **શ્રીજી મહારાજને (ભગવાન સ્વામિનારાયણ) પ્રસન્ન કરવા માટે ભક્તિમાં કયા તત્વો જરૂરી છે?**
"સેવા-સમર્પણ, ધર્મ-ભક્તિને, સંપ-સુહૃદભાવ ઐક્ય ધરીને, કરીએ શ્રીજીને પ્રસન્ન", આ પંક્તિ બી. એ. પી. એસ. સ્વામિનારાયણ સંપ્રદાયમાં સાચી ભક્તિ અને સત્સંગ જીવનના મૂલ્યો દર્શાવે છે. "સેવા-સમર્પણ" એટલે નિષ્ઠાપૂર્વકની સેવા અને પરમાર્થ માટેનું સંપૂર્ણ સમર્પણ. "ધર્મ-ભક્તિ" એટલે શાસ્ત્રોમાં દર્શાવેલા ધર્મનું પાલન અને નિષ્ઠાપૂર્વકની ભક્તિ. "સંપ-સુહૃદભાવ ઐક્ય" એટલે સાધુ-સંતો અને ભક્તો સાથે એકતા, પરસ્પર પ્રેમ અને સુહૃદભાવ. "કરીએ શ્રીજીને પ્રસન્ન" એટલે આ બધાં દ્વારા ભગવાન શ્રીજી મહારાજને પ્રસન્ન કરવા એ ભક્તજીવનનું મુખ્ય લક્ષ્ય છે. આ પંક્તિ બતાવે છે કે સેવા, ભક્તિ, ધર્મ, સુહૃદભાવ અને એકતા દ્વારા આપણે શ્રીજી મહારાજને પ્રસન્ન કરી શકીએ અને આપણી આત્મકલ્યાણની યાત્રાને આગળ વધારી શકીએ છીએ.

6. **"ભાવ ધરીને બોલો" કીર્તનનો મુખ્ય સાર શું છે?**
આ કીર્તન બી. એ. પી. એસ. સ્વામિનારાયણ સંપ્રદાયના મુખ્ય તત્વજ્ઞાન અને ભક્તિમાર્ગ ને રજૂ કરે છે. કીર્તનમાં અક્ષર અને પરબ્રહ્મ તત્વ, ગુણાતીતાનંદ સ્વામીનું અક્ષરબ્રહ્મ સ્વરૂપ, શ્રીહરિ સહજાનંદ સ્વામિનારાયણનો પરમ પરબ્રહ્મ તરીકે મહિમા અને સત્સંગમાં ગુરુપરંપરાની મહત્વતા ઉજાગર થાય છે. □□□□□□, સેવા, સમર્પણ, ધર્મ, ભક્તિ, સંપ અને સુહૃદભાવ દ્વારા ભગવાનને પ્રસન્ન કરવા પર ભાર મુકવામાં આવ્યો છે. આ કીર્તન ભક્તોને પરમાત્માની નિષ્ઠાપૂર્વક ઉપાસના કરવા, ગુરુમાં વિશ્વાસ રાખવા અને સત્સંગના સિદ્ધાંતોને જીવનમાં ઉતારવાની પ્રેરણા આપે છે.

]